રચનાર:—

શો૦ મ૦ દેશાઈ.





# દુઃખીને દિલાસો.

ભાગ ૬ ઠો.



આવૃત્તિ ત્રીજી.

પ્રસિદ્ધ કર્તા,

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઈ.

# દુઃખીને દિલાસો.

## ભાગ ૬ ઠ્ઠો.

રચનાર,

શો૦ મ૦ દેશાઈ

તે

પારસી અટકો અને નામો—આતશબેહેરાંમે દેશાઇ ખોરશેદ—ચૈથાંમે
નૌસાલો હિંગામે નૌરોઝ—સીહા સંસાર—તવારીખે નવસારી—હિંદુસ્થાંનના
આતશબેહરાંમો—નૂરજેહાંન—બંદગી અને માથવાંણીની મોતેબરી
ગાયકવાડ અને બ્રિટાનિયા—પ્રાણી મંડળ—ગંજે શાયરાન—પારસી
સુતકો—પારસીઓમાં લગનનું જોડું—જમશેદની ઇતિહાસીક
નિદા—મહારાણી વિકટોર્યાંનું જીવન ચરિત્ર—સરસ્વતી
વિલાપ—અંડવડે નામું—દુઃખીને દિલાસો—દાદારજીની
દરબાર—પારસી વિષયો—પારસી પ્રજાને
અપીલ ઇત્યાદિના
કર્તા.

નવસારી.

---

( આવૃત્તિ ત્રીજી )


છપાવી પ્રસિદ્ધ કર્તા,

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઈ.**

---

ઈ. સ. ૧૯૨૪

---

કિંમત રૂ. ૦—૧૨—૦

પરમ પુજ્ય

હમારા વડીલ મુરબ્બીશ્રી

દેશાઇજી ખુરશેદજી ટેહમુરજીની

ચાલુ યાદમાં

આ લઘુ પુસ્તક અર્પણ કરૂં છું.

શો૦ મ૦ દેશાઈ.

# "હિંદી-આફ્રીક"નો અભિપ્રાય.

——— જાનેવારી, ૧૯૧૫

## " દુઃખીને દિલાસો "

મી૰ સો. મં. દેશાઇની જાણીતી કલમથી ઉપલાં મથાળાં હેઠલ એક ચાલુ વિષય ઘણાં વર્ષ પર "હિંદી–આફ્રીક" માં લખાયો હતો, અને હાલમાં જુદા જુદા ભાગમાં એક નાના ચોપાન્યા–રૂપમાં પ્રગટ થાય છે. મી૰ દેશાઇની આ કોશેશને અમો ખરા મનથી આવકાર આપીએ છીએ. વિદ્વાનો, ફિલસુફો, પંડિતો, અને નામીચા લેખકોનાં કિમતી વિચારો તારવી કહાડી પોતાની તરફનાં થોડાક વધારા સાથે આમ ગુજરાતી ભાષામાં રચી પ્રગટ કરવાથી જે દુઃખી જીવો ઇંગ્રેજી વાંચી ન જાણતાં હોય તે બાપડાંઓ માટે આવાં ખરેખરાં બોધ આપતા દિલાસા–પત્રના વાંચણો ઘણાંજ આવકારદાયક ગણાશે. આ નાનાં પુસ્તકો ૩૫ જુદા જુદા ભાગમાં થશે અને તે સઘળો સંગ્રહ ઉપજાવવા માટે મી૰ દેશાઇને ૩૫૬ ઉતમ પુસ્તકોની મદદ લેવી પડી છે. દરેક પત્રની ગોઠવણ અને રચના બહુજ સંભાળથી કરી છે. આ દિલાસાપત્રો જેમ દુખ્યાંનાં દોસ્ત જેવાં છે તેમ સુખ્યાંનાં સલાહકારક જેવાં પણ છે. પોતાની સીહા સરજતને તાબે થઈ દુઃખમાં દિવસો ગુજારતાં કમનસીબો માટે અકેક પત્ર ખચીતજ ઘણો સંતોષ અને હિમત આપનારાં છે. ધર્મ, ફિલસુફી, નીતિ અને આત્મ–જ્ઞાનને આધારે, સુખ દુઃખનું તોલ કરી, કવિતા વિષયો, અને ટુંકી વાર્તા રૂપે ગોઠવેલાં આ પત્રો વાંચવાથી ઘણાકોને ઘણું નવું જાણવા–શીખવાનું મળે એટલાં રસીલાં છે. એક

દુઃખીને દિલાસો મળે, તેના અકળાતા જીવને રહાત અને શાંતિ થાય, એવી ઉમદા દલીલો ટુંક-ટુંકમાં બતાવી છે, અને દુઃખ કમતી કરી સુખ કેમ મેળવી શકાય છે તે એવી તો ઉત્તમ રીતે દરશાવ્યું છે કે ખરેજ આ દિલાસા-પત્રોનો કિંમતી સંગ્રહ એક્કેક એક-સુખી કે દુઃખી-ઘરમાં સાચવી રાખવા જોગ છે એમ કહેવું આ સંગ્રહ સંબંધી જરા પણ સહરાગાત ભર્યું ગણાશે નહિ. એક ગરીબને પણ આવું ઉમદા વાંચન વાંચવું પાલવી શકે એટલા માટે દરેક ભાગની કિમત માત્ર ૪ આના રાખી છે. એવાંજ કિમતી વાંચનો પ્રકટ થવાની અમો જરૂર વિચારીએ છિએ. અમે ઇચ્છીશું કે મી૦ સોરાબજી દેશાઇએ પોતાના આ હાથ ધર્યા જરૂરી કામમાં અત્યાર સુધી જે ફતેહ મેળવી છે, તેમ હવે પછી પ્રગટ થનારા બીજા ૩૩ ભાગો પણ એટલાજ લોકપ્રીય થઈ પડે, અને અમારા આ જુના મેહરબાન લેખકે બજાવા ધારેલી સાહીત્યની **ખરેખરી** કીમતી સેવામાં એમને સંપૂર્ણ જશ મળે.



# દુઃખીને દિલાસો.

## ભાગ ૬ ઠ્ઠો.

### દિલાસા પત્ર ૬૦ મો.

" No pomp poetic crowned, no forms enchained him.
No friends applauding watched, no foes arraigned him;
Death found him there, without grandeur or beauty,
Only an honest man, doing his duty. "

*Mrs. Craik.*

" તેની આસપાસ કાંઈ રસિક ભભકો નહતો, કોઈ બંધનોથી તે બંધાયેલો નહતો, તેને પ્રશંસા કરતા કોઈ મિત્રો જોઈ રહેતા નહતા, કોઈ દુશ્મનોએ તેને દોષ દીધો નહતો; ભભકા અગર સૌંદર્ય વિના ફક્ત એક પ્રામાણિક માણસને પોતાની ફરજ બજાવતો ત્યાં મૃત્યુએ (યમે) જોયો. " **મીસીસ ક્રેક.**

શાપુરજીબાની મુશ્કેલી કેમ વધી તેનો એક પૂરો ચિતાર આપતી તેની દીકરી આલાંમાય અફસોસ કરતી વિચારમાં ને વિચારમાં બેઠી છે. આલાં, આલાં! તારા પિતાજી એબીસીનીયન લડાઈ વેળાએ એક ગરીબ મોબેદ ઉપરથી કાંમીસેરીયેટ

ખાતામાં ઘી અને આટો મોકલવાનું કંટ્રાકટ મેળવી પોતાના ભાગ્યને ઉંચે દરજ્જે લઈ ગયા. ઘઉંના આટામાં કંદના આટાનો ભેળ કરી, તથા, ઘીના ગાડવાઓમાં માઘરાં કેળાં અને સુકવેલા કંદના લોચા ભારોભાર ભેળવી ૪ લાખ રૂપૈયાનો નફો કરવા પામ્યા. તે પોતાના વતનમાં આવ્યા ત્યારે તેનું શું કુંકે ફાટતું હતું ! જાણે મોટી સીરેપીસનું સ્ટીમર આવી હોય, અને તેના ઉપર ખલાસીઓ આંજી જાય તેમ સેંકડો દોસ્તો ઉભરાઈ ગયા, અને ખાતાં ખૂટે નહીં એટલી દોલત, માલમીલ્કત, અને ડૉળ-દમામથી શાપુરજીબાનું અભિમાન અને ટેક વધવા લાગ્યાં. અરે ! બીજું ઘણું ઘણું. પણ આજે—આજે, અફસોસ, જેને રૂપૈઆ ૮૦ હજાર ધીરેલા તે ખાઈ ગયો. અનામત રાખવા આપેલા એક લાખ સૌથી ઘાનતદાર કહેવાતો દોસ્ત ખાઈ ગયો, અને પછી દુઃખ ઉપર દુઃખ પડવા જ લાગ્યું. મીલ્કતો ગીરવી મૂકાતી ગઈ, અને તેનો ગમ વિસારવા દારૂનો છૂટથી ઉપયોગ થવા લાગ્યો. જુવાનીમાં દુઃખ પડે, કે દેહ લથડે, અગર પૈસો જતો રહે, તો તો ફરીથી ઉદ્યોગધંધો કરી સર્વ ગયલું મેળવી પણ શકાય, પરંતુ શાપુરજીબા જઇફ થઈ ગયાથી અવર દશા આવતી ગઈ, અને તેનાં અવર પગલાં અટકાવવાની તેનામાં શક્તિ રહી નહીં. દીકરાઓ દુશ્મન થયા, માગનારાઓ વાઘની માફક છેડાયા, અને દુશ્મનો તાળી પાડવા લાગ્યા. બિચારાં રાંક ધણિયાણીને હેબતે લકવો થયો, અને જે કોઈનું મોંઢું ચાલતાં ચલણમાં જોવાનું પોતાના દરજ્જાથી તે હલકું સમજતાં હતાં, તેવાઓના પગ ઉપર માથાં મૂકી, આંસુથી અંગો ધોઇ નાંખી, છાતીફાટ શબ્દથી તે કહેવા લાગ્યાં: “ અમારો દહાડો કયારે ફરશે ! અમારા આગલા દહાડા કયારે વહેલા પાછા આવશે ? ”

ઉઠો ઉઠો આલાંમાય! તમારી ઉપર જ આ કાંઈ નવાઈનું પડતું નથી. હોય. એ તો પાંચ દહાડા નરમ ચાલે તો પાંચ દહાડા ગરમ ચાલે; તેનું શું છે? વિચાર શાનો કર્યાં કરો છો? દુઃખ કોને કહે? બાવા બેભાન થઈ ખાટલે પડી રહે છે, માય ચરેલાં જેવાં થઈ ગયાં છે, તમારા ભાઈઓ તો નોકરીધંધે પોતપોતાનું કરવા દેશદેશાવર ચાલ્યા ગયા, ને તમારે એકલાંને માથે ઘરનો ભાર આવી પડ્યો છે, ને તમે જ એમ વેરાઈ પડશો તો કાલનો દુકાળ આજે પડશે. તમે જ રણુધીરાં કહેવાશો, જો આ અવર વખત જેમ તેમ કરીને પસાર થઈ જશે તો. હવે એક ડાહી, ઘરરખુ, માબાપનો વગ રાખનારી બેટી તરીકે તમારી કસાકસીની ફરજ બજાવવાને હિમ્મત પકડો. માથે આવેલી ફરજને સાચાં નિવડવામાં જ ખરી બહાદુરી છે. દીકરા કુછંદી થયા, બાવાજીના દોસ્તો નીમકહરામ થયા, માગનારાઓ નિર્દય થયા. હવે ત્યારે તમારા શિવાય કોના ઉપર ફરજનું કરજ અદા કરવાનો આધાર છે? ઉઠ બ્હેન! ઉઠ! માણુસ ઉપર જ પડેછ કેની! કંઈ પથરા કે ઈંટરડા ઉપર પડવાનું હતું?

ડ્યુક ઓફ વેલીંગ્ટનની ગમે એવી હાર કે જિત વેળાએ તેના સંકેત શબ્દમાં કોઈ દહાડો પણુ "કીર્ત્તિ" શબ્દ નહોતો આવતો, પણુ વારંવાર "ફરજ" શબ્દ આવતો હતો, અને ફરજને સુખનું મધ્યબિંદુ તે ગણુતો. જે અનંત સુખ આપણે ખરેખરે ધરાવીએ છીએ તેનો ખ્યાલ નહીં કરતાં, જે સુખો આપણુને મળવાં જોઇએ તેની ખોટી આશાને આપણે મોટું વજન આપીએ છીએ. દૂરથી ખેંચાણુ કરતું અને નહીં મેળવી શકાય એવું કલ્પિત સુખ, કે જે આપણુા હાથમાં આવ્યા પછી પોતાના નિર્જીવ રૂપમાં જાહેર થઈ આપણુને આખરે નિરાશ

કરે છે, તે મેળવવાની જુઠી આશામાં આપણાં હાલનાં સંગીન અને આનંદી સુખસગવડો તરફ ધિક્કાર બતાવી, તેઓનો જોઇતો લાભ લીધા વિના આપણા હાથમાંથી તેઓને પસાર થઈ જવા દેવામાં આપણે મૂર્ખાઈ બતાવીએ છીએ. પુરૂષો અને સ્ત્રીઓ ગાંડાંની માફક અહિંતહિં સુખની શોધમાં રખડ્યાં કરે છે, તે છતાં તેમને તે સુખ જડતું નથી. અને જ્યાં સુધી તેઓની ખાત્રી થાય કે સુખ તો તેમની પોતાની અંદર જ રહેલું છે, તેમ જ તેમની આસપાસ ચારે બાજુએ જગતમાં વ્યાપી રહેલું છે, અને ફક્ત તેમના સ્વાર્થી વિચારથી જ તે સુખનાં દ્વાર તેમને માટે બંધ થયલાં છે, ત્યાં સુધી તેમને કદાપિ સુખ મળી શકશે નહિ.

સકલ શિર કાલ હે ભારી, ન થીર કોઈ રહે નરનારી;
કોઈ કરતા હે અબ ત્યારી, કિસીકી કલ્લ હૈં વારી.

જગસેં કૃચ કરના હૈ, અવશ ઇકિ રોજ લરના હૈ;
જીન્હોં પ્રભુકો સિમરના હૈ, ઉન્હોં ભવસિંધુ તરના હૈ.

વૃથા તું કહે ઇહ મેરા, ઇહાં કુછ હે નહીં તેરા;
નહિં શિર કાલ તેહેરા, વસેરા રહનકા ડેરા.

સિમર રઘુવીર પ્રભુ પ્યારા, મિટે સબ દુઃખ સંસારા;
ન જાવે સાથ સુતદારા, સમઝ અબ અંત હુય ન્યારા.

"જેવી રીતે તંદુરસ્તી અને આબાદીભર્યા વખતમાં આપણે પરોપકાર કરી શકીએ તેવી જ રીતે આપણી માંદગી અને મુશ્કેલી વેળાએ પણ બની શકતું સર્વેનું ભલું કરી શકાય. એવી વેળાએ હમ્મેશાં આનંદી રહેવાની કોશેશ કરવી; કોઇને

દુઃખ થાય એવા બોલ બોલવો નહીં; ગમે એવું દુઃખ ઉપજાવે એવી ચાલચલણુ આપણી તરફ ચલાવવામાં આવે તો પણ તે તરફ કહેર બતાવવો નહીં. એમ કર્યાથી એવું સ્પષ્ટ સાબીત થાય છે, કે આપણું પોતાનું ગમે એવું મહાભારત દુઃખ અને ગમે એવી સખત પીડાકારીઓ પારકાંઓને સુખી થયલાં જોવાની આપણી ભલી ઇચ્છાની આડે આવી શકતાં નથી."

દોલત તો એક ખાતર જેવી ચીજ છે, જેનો ઢગ મારી રાખી મૂકો તો તે ગંધાઇને ગોયા કંઈક પ્રકારની ખરાબી કરે છે. પણ જો ચારે તરફ તેને વિખેરી નાંખો તો જમીનને ફલવંતી અને કુલવંતી કરે છે. દોલતે ઘણાં જણને લોભી કીધાં છે. લોભે લોકોને પૈસાવાળા કીધા હોય તે કરતાં તેણે કંગાળ ઘણાં જણને કર્યાં છે. અણદીઠ જાતની પાંખો દોલતને હોય છે, જેથી તે અચબુચ ઉડી જાય છે. દોલત ડહાપણવાળા સખ્સોની ચાકરી કરે છે, પણ મૂર્ખ માણસો ઉપર તે પોતે સાહેબી ભોગવે છે.

એવું જ જ્યારે છે, આ દુનિયાનો જ્યારે એવો જ હાલ છે, આ દુનિયામાં જ્યારે એવાં જ મતલબી માણસો સાથ કામ લેવું પડે છે, ત્યારે ઓ નેક આલાં! તને કોઈ પણ રીતે હારી ખાવાની જરૂર નથી. તારી આટલી તો ખાત્રી થઈ ચૂકી છે, કે તારી અને તારા પિતાજીની કદર બુજનાર આ દુનિયામાં થોડાં જ છે, તો હવે તને તારાં સઘળાં નેક કામમાં અમલ કરતાં વધારે ઉલટ અને દિલ લગાડવાની ભારે અગત્ય છે. યાદ રાખજે ઓ નેક બ્હેન! કે એ તારાં નેક કામોની ખરી કદર પીછાણનાર આ દુનિયામાં તો ઘણાં જુજ મળી આવશે. તને આ દુનિયામાં મુશીબતો ગુજારવી પડશે. જે કામો માટે લોકો તરફથી તને જશ મળે કે નહીં મળે તો પણ તે સઘળાં રૂડાં કામો કરવા

વખત, તારા આ દુનિયાની લાલચમાં પડેલા ભાઈઓ તરફથી કોઈ પણ રીતનો જશ મેળવવાની ઈચ્છા રાખતી ના. પણ ઉલટી તેમની તરફની ગીબ્બત અને બદગોઈની જ આશા રાખજે.

ઓ નેક બ્હેન! તારા આવા મુશ્કેલીના વખતમાં, તારે હરરોજ ખુશમીજાજ અને ખુશાલીભરેલો ચહેરો રાખવો, એના જેવું સુખ બીજું એકે નથી, એમ નક્કી માનજે. માણસ જાતમાં આ ગુણ રોશનીની પેઠે પ્રકાશી નિકળે છે. ખુશાલીભરેલા ચહેરાની રોશની જે ઘરમાં પડે છે તે ઘર સુખી થઈ પડે છે, અને તીખામાં તીખો સ્વભાવ એથી નરમ પડે છે. તમે તમારો ચેહેરો હમ્મેશ ખુશ રાખજો. દુનિયાની સેંકડો ફીકર અને જંજાળ છતાં ખુશમીજાજ રાખવો ઘણાંઓને મુશ્કેલ માલૂમ પડે છે, પણ ચીડાઉ અને દિલગીરીભરેલો ચહેરો રાખવાથી તે જંજાળ અને ફીકરમાં અતિ ઘણો વધારો થઈ પડે છે. જીવને બળાપામાં રાખ્યાથી શું થવાનું હતું ? તેથી કાંઈ આપણું દુઃખ ઓછું થતું નથી, પણ વધે છે. જ્યારે બીમારી હોય ત્યારે પણ સારાં થવાની આશાએ ખુશમીજાજ રાખવો જોઈએ. જ્યારે ગરીબાઈ અને તંગાશમાં આવી પડ્યાં હોઇએ ત્યારે, હવે પછી આપણી હાલત સુધારશે, એવી આશા રાખી ખુશમીજાજ રાખવો જોઈએ. તમારા પોતાના જ ફાયદાને માટે ખુશમીજાજ રાખો. ખુશ રહ્યાથી તમે હરેક દુઃખ અને આફતનો બોજો સેહેલાઇથી ખમી શકશો. ખુશમીજાજને વાસ્તે સઘળાંઓ તમારાં વખાણ કરશે અને તમારી સોબત કરવાને વધારે આતુર રહેશે.

ઓ હમણાં દુઃખ ઝાંખું થયું, ઓ આ સુખ મ્હોં આગળ રહ્યું;
એમ વિજય મન નિશ્ચય થાય, જો વિદ્યાનંદે રહેશે.

આ જીંદગીની લડત એક કસોટી છે. આ લડાઈ એ આપણી પરીક્ષા છે. તે જ માણસ જબરો બહાદુર કહેવાય, કે જે જીંદગીમાં મળતી આવતી કસોટી ઉપર ઉસ્તવાર રહી પોતાની ખરી કિમ્મત અંકાવી શકે. એક રાજા લડાઇને સમયે પોતાના સેનાપતિઓ અને યોદ્ધાઓને પોકારીને કહેતો કે, "આજનો દિવસ ખરી કસોટીનો છે, અને લડાઈનું સ્થાન છે તે આગની ભઠ્ઠી રૂપ છે. તેમાંથી શુદ્ધ સોના સરખા હશે તેટલા જ માત્ર ક્ષેમકુશળ બહાર નીહળી શકશે; પણ જેમાં ખોટાણું હશે તે અણીશુદ્ધ બહાર નીકળી શકશે નહિ."

કસોટીપર જે ચડી કરી, છેવટ ઉતરે પાર;
ખરૂં શુધ્ધ તે સમજવું, અવર અશુધ્ધ અપાર.

જે મોટાં પરાક્રમનાં કામમાં પોતાનું મન ઘાલે, અને ઉચ્ચ પદવી તથા ઘણા પ્રકારની સમૃદ્ધિઓ મેળવવા માટે નાના પ્રકારની કઠણાઇઓ સહન કરી તેવાં કાર્યોમાં પોતે પ્રવૃત્ત થાય, અને આખા જગતમાં તેની કીર્ત્તિ ગાજી ઉઠે, એવાં કૃત્ય કરવાને સદા ઉત્સુક રહે તે સ્રી અને પુરૂષ શૂર કહેવાય; અને તે શ્રેષ્ઠ પદે પહોંચે. જેઓ તંદુરસ્ત છે તેમનું માંદાંઓ પ્રત્યે શું કર્તવ્ય છે? જે તંદુરસ્ત છે તેણે માંદાંની માવજત કરવાની છે. પોતે માંદાં ઉપર ઉપકાર કરે છે માટે જ નહીં, પણ જગતના ફાયદા માટે એક બીજાંની માવજત કરવાની છે. સત્યને ખાતર, ભાઈબંધીને ખાતર, પોતાના જ ભલા માટે માંદાંની માવજત કરવાની છે. દરેક સાત સાત વરસે માણસનું આખું શરીર નવું બને છે. માટે શરીરની વધઘટ તો કુદરતી છે. વૃદ્ધાવસ્થામાં મરવા પડેલી સ્રી, બંધુઓને હાથે લુંટાઈ ગયલું ધન, અને પરાધીન ભોજન, એ ત્રણે વાનાં પુરૂષોને દુઃખદાયક થાય તે વખતે તેનાં દીકરાદીકરી-

ઓની ફરજ છે, કે દુઃખી થઈ પડેલા બાપનું આશ્વાસન કરી તેના ગભરાયલા જીવને વધારે ગભરાયલો બનાવવો નહીં. બ્હેન આલાં! ખુદા ઉપર ઈતબાર રાખી એકલી તું જ જો પિતાજીની સેવાચાકરી કરશે તો તને ભવિષ્યમાં ઘણું સુખ મળશે. ખુદા તારી અરજી વાંચ્યા વગર રહેશે નહીં.

"પરવરદિગાર અંતર્યામી અને ભકતવત્સલ છે. પોતાના ભક્તને, શરણાગતને દુઃખ પડયું હોય તો તે પરવરદિગારને જરા પણ ચહેન પડતું નથી. માટે તે સાહેબ તેનું દુઃખ દૂર કરે છે. એ તેનો સ્વભાવ જ છે. વળી પોતે તે સંકટ એવી પરોક્ષ રીતે દૂર કરે છે કે, મનુષ્યના મનને કંઈ આશ્ચર્ય માનવાનું કારણ પણ મળે નહિ."

બ્હેન આલાં! તમારા પિતાજી ચાલતા ચલણમાં વાઘ જેવા હતા. હાય હાય જ્યારે ચઢતી સ્થિતિ પૂર બહારમાં ખીલી રહી હોય ત્યારે જો તે પુરૂષ મરવા પામે તો ખરે જ પૂજાઈ જાય. તારા બાવાજીને તો તેથી ઉલટું થયું છે. ઉલટું થવાનું કારણ પણ તેમનું કર્મ જ છે; અને તે વિષે હમણાંના દુઃખના વખતમાં તને સમજાવવું મુનાસિબ નથી. ખાલદ વલિદ મુસલમાનોની સેનામાં મોટા શૂરવીર અને પ્રખ્યાત હતા. તેમણે જ્યારે આ જગતમાંથી કૂચ કરી, ત્યારે આંખમાં આંસુ લાવીને બોલ્યા કે, "અરે આ કેવું ખેદકારક છે! લડાઈના વખતમાં મેં ઘણી બહાદુરી બતાવી ભાલાની અણીનાં કેટલાંક દુઃખ અને સંકટો સહન કર્યાં, તે સમયે મને કાંઈ પણ થયું નહી, અને હમણાં ઘરડી ઓરતની પેઠે બિછાના ઉપર કશા લેખા વિના હું પગ ઘસડતો મરી જાઉં છું! મોતની આગળ મારો કશો ઉપાય ચાલતો નથી. પણ આવી રીતે મરવા કરતાં

લડાઈમાં જ જો મારો જીવ ગયો હોત તો આ સંસારમાં મારી કીર્તિ વધત, અને સેવા બજાવતાં મરવાનું માન મને મળત."

"આ અસાર સંસારમાં, ઘરબાર, સ્ત્રીપુત્ર, ધનાદિક ઉપર જે મોહ રહે છે, તે ઈશ્વરની યાદમાં ને પ્રભુને મેળવવામાં મોટા અનર્થનું બીજ છે. મૂર્ખ મનુષ્ય જેને 'હું' એવી સંજ્ઞાથી ઓળખે છે, તેવો કોઈ પણ પદાર્થ—વસ્તુ છે જ નહિ. માત્ર વ્યવહારદષ્ટિએ 'હું,' 'તું' એમ કહેવામાં આવે છે, પણ વસ્તુતઃ તેવું કંઈ જ નથી. જ્ઞાની મનુષ્ય દેહના ભોગ દેહને ભોગવવા દે છે, પણ તેના ભોગમાં પોતે લીન થતો નથી, તેમ તેમાં સુખ દુઃખ, આનંદ, ઉદાસીનતા કંઈ પણ માનતો નથી. ત્યારે લોકવ્યવહારદષ્ટિએ જે સુખદુઃખ મનાય છે તે સત્ય નથી, કેમકે દેહ પોતે જ અસત્ય હોય, તેમાં આશ્ચર્ય શું ? અને તેવા દેહે, સગાં, કુટુંબ, ભાઈભાંડું સાચાં માનેલાં, તે સાચાં હોઈ શકે જ નહિ."

કપોતની કહે છે રે, પીયુ મારૂં કહ્યું કરો;
સિંચાણાનો ભય છે રે, પારાધ બાણે ડરો.

કંથ કહે તું કાયર ન થા, હોનારૂં તે હોશે,
સાધ શત્રુનું સહજે ટળશે, કર્યું કર્તાનું જોશે,
હિરદે હરિ રાખો રે, મુખે કૃષ્ણ કૃષ્ણ કહો.—કપોતની.

અહિ ડસ્યો પારધિને પાયે, ડગ્યું બાણ તે વાર;
સિંચાણાનું શીર છેદાયું, હરિકરણી ન ટળનાર,
ભાવે ગુણ ભાખો રે, ભવજળથી તો તરો.—કપોતની.

તન તરૂવર, પ્રાણ પંખીડું, પ્રવૃત્તિ નિવૃત્તિ નાર;
અહંકાર અહિ ને જરા પારધી, ક્રોધ સિંચાણો નિર્ધાર,
મુકુંદ મનમાંથી રે, પ્રભુ નવ કરો પરો.—કપોતની.

તારા ભાઈઓને તારા પિતાજી હજારો લાડ લડાવી લડાવીને ખુબ ચહાતા હતા, તેમાંનો એક પણ સલુકનો ન નિવડયો. આટઆટલા દીકરાએ બાપ દરિદ્ર રહ્યો. અફ્સોસ! શોક અને સંતાપ કરાવનારા ઘણા બેટા ઉત્પન્ન થાય તેથી શું? તેના કરતાં તો કુળના આધાર જેવો એક જ પુત્ર હોય તે સરસ છે, કે જેનાથી કુટુંબને રાહત મળે. હોય. તેમાં શું થયું? નિરાશ ન થા બ્હેન! આશા હજુ મરી ગઈ નથી. આશાનાં વચન ગુલાબની કળી કરતાં પણ વધારે મધુર છે, અને ઉમેદને વધારે ઉશ્કેરે છે; પણ ભયની ધમકી દિલને એક ધાસ્તી છે. તો પણ જે સાચું છે તે કરવાથી આશાથી લલચાતી ના, અથવા ભયથી ડરી જતી ના; કે જેથી એક શાન્ત મનથી સઘળા બનાવોને ભેટવાને તું તૈયાર રહેશે. મહેનત અને કષ્ટ ખેંચવી, એ તો આદમી સાથે જન્મથી વળગેલું છે. સૌ કોઈએ એવું ધારી મૂકવું જોઈએ છે, કે જ્યાં સુધી આપણે આ દુનિયામાં છીએ ત્યાં સુધી વારંવાર આપણને કષ્ટ તો ખરેખર ખેંચવી પડશેજ. એટલે કે આપણે જો કોઈ પણ હાલતમાં વસીએ તો તે સાથે સારૂં અને નરસું સદા મળતું આવશે. વાસ્તે જો સુખમાં રહેવું હોય તો કષ્ટ કેમ ખમવી, એ આપણે શિખવું જોઈએ છે; અને જેમ સારૂં થયાથી છલકાવું નહીં, તેમ જ માંઠું થયાથી નિરાશ થવું નહીં. એ વાતે આપણે તાલીમ લેવી જોઈએ છે.

આદમીની ચાલની હવાની સીસીનો મધ્યમ અંગસ એ જ છે, કે તેની પર ગમે એવો ગજબ પડે અથવા સુખ થાય તો પણ પોતાના મનમાં તેનો ઝાઝો ખ્યાલ પકડી રાખવો નહીં. દુઃખ પડ્યા પછીથી દિલાસા આપવા કરતાં દુઃખ પડવા પહેલાં તેનો અટકાવ થાય એવા દિલાસા આપવા ઉત્તમ સમજજે. જેમ

ખાઇને પણ પશુપક્ષીને પાણી તો જોઈએ; અન્ન ખાઇને પણ માણુસોને પાણી તો જોઇએ; માટી ખાઇને પણ ઝાડપાનને પાણી તો જોઈએ, તેમ દુ:ખનો કડવો લાડવો ખાઇને આદમીને દિલાસો તો જોઇએ; મોતનો ઝબુન ફટકો ખાઈને પણ ઈનસાનને રાહત તો જોઈએ; ભિડાતીમાં માર ખાઇને પણ માણુસને શાન્તિ તો જોઇએ.

ઓ બ્હેન ! કોઈએ કીસમના ભલા કામનું મૂળ શોધશો તો તે પડતી દશામાંથી જ માલમ પડી આવશે. હિમ્મત અને જવાંમર્દી એ બે ભલી બ્હેનોને પહેલાં ધવડાવીને ઉછેરનાર દાયા તે પડતી દશા જ છે. ઘણાં ખરાં ભલાં અને બહાદુરીનાં કામો સુખ, ચેન, અને મોજ–મજાહ ભોગવનારાઓથી નહીં, પણ માઠી હાલતના મારેલા, અને રગડમાં પડેલા માણુસોથી નિપજ્યાં છે. આ વાતની સાબીતી દુનિયાઈ અનુભવ ઉપરથી મળી આવશે. ખુદાનું આપેલું જેને આઇતું અન્ન પૂરતું હોય છે, અને જે લીલાલહેરમાં લોટતો ફરે છે, તે શું વધારે મેળવવાની ઇચ્છાથી પોતાના તન ઉપર રંજ ખેંચનાર હતો ? તે શું લીલોત્રી છોડી તડકે તેલ કાઢનાર હતો ? અથવા જે બીછાનેથી ખુરશીએ, અને ખુરશી ઉપરથી બગીચે આરામ લેવા ઢળતો ફરે છે, તે શું કાંઈ વિકટ કામ માથે લઈ પોતાનો જાન જોખમમાં નાંખનાર હતો ? તે ઘણું કરે તો આઇતાં ઉપર કોઇતું મારે. માટે હે આલાં બ્હેન, હિમ્મત રાખો.

"If courage is gone, then all is gone !
Twere better that thou hadst never been born."

"જો ધીરજ ગઈ તો પછી બધું જ ગયું. તેના કરતાં તો તું કદિ જન્મી જ ન હોત તો ઘણું સારૂં થાત.

પૈસામાં પૈસો નહીં મળે તોએ ગાલ ઉપર તમાચો મારીને લાલ કરીને ફરવામાં પણ ખુબી સમાયલી છે. ભલા ભલા રાજાઓની ત્રીઝોરીમાં કોઈ વાર એક રૂપિયો પણ હોતો નથી, તેથી શું થઈ ગયું ? ખંભાતના માજી નવાબની તીઝોરીનો પોલીટીકલ એજન્ટે જ્યારે વાલી તરીકે ચાર્જ લીધો, ત્યારે સરકારી મોટી મસ તીઝોરીમાંથી શીલકમાં માલ ખંભાતી ૧ા રૂપિયો જ નિકળ્યો, જે આપણા કંપની એક જ રૂપિયાની કિંમતનો હતો ! હવે વિચાર કર બ્હેન, કે તારી ને મારી તો શી વિસાત ?

દુનિયા એક મુસાફરખાના હય, પ્યારે નાલે ન અટકાના.
સોચ સમજ લે કયું બેઠા હયે ? છોડકે એ જાના —દુનિયા.

ચુનચુન કંકર મહેલ બનાયા, લોક કહે ઘર મેરા,
ન કચુ તેરા, ન કચુ મેરા, ચીડીયાં રએન બસેરા.

મત લલચાના; દિલ ન લગાના; દિલ ન લોભાના;
હરકા ગુણ ગાના હા આ ! દુનિયા એક મુસાફરખાના રે

"તમે ગરીબાઈનો ઉપયોગ સહનશીલતા, હિમ્મત, અને શ્રદ્ધાના સદ્દગુણો ખેડતાં શિખવામાં કરશો; અને ફુરસદના અભાવ નામના દુઃખનો ઉપયોગ ત્વરાથી કામ કરતાં શિખવામાં, નિશ્ચય તાકીદે બાંધતાં શિખવામાં, તથા જૂદે જૂદે વખતે જૂદાં જૂદાં કામોમાંથી થોડીક મીનીટો બચાવી લેવાનું શિખવામાં કરશો. જેમ કેટલીક ખડકની જગામાં સુંદરમાં સુંદર પુષ્પો ઉગે છે, તેમ ગરીબાઈની કાળી જમીનમાં ઉત્તમોત્તમ મનુષ્યરૂપી પુષ્પો પણ ઉગે છે અને ખીલે છે. જ્યાં મુશીબતો સામે ટક્કર ઝીલવાની હોય છે, અને ન ઈચ્છવા યોગ્ય સંજોગો

ઉપર જય મેળવવાનો હોય છે ત્યાં સદ્‌ગુણ સૌથી વધારે આબાદ સ્થિતિમાં હોય છે, અને પોતાનું પાણી દેખાડે છે."

ગમે તેટલું સંકટ આપણી ઉપર ચોતરફથી આવી પડે, તો પણ કદિ પણ એટલું તો નહીં આવી પડવાનું, કે જેથી આપણને, તે સાહેબને ઘટતા માન સાથે ખરા અને પાક દિલથી યાદ કરવાને થોડી મીનીટ પણ નહીં મળી શકશે. ગમે તેટલાં અને ગમે તેટલી તરેહનાં કામો આવી પડે, પણ એવું કદિ એક પણ કામ નથી આવવાનું, કે જેમાં તમને પરમેશ્વરના હુકમથી ઉલટાં ચાલવાની ફરજ પડશે. ગમે તેવું કામ આવી કાં નહીં પડે, પણ કદિએ એવું નહીં આવવાનું કે જેથી તમે એમ બોલશો, કે અરે પરમેશ્વર! મને આ કામમાં તારા ફરમાનથી ઉલટું ચાલવું પડયું, તેથી મારાથી તારી યાદ આજ બરાબર થઈ નથી.

અરે આલાં બ્હેન! ૪–૫ દહાડાની જીવતી જીંદગીથી જ શું નખ્ખોદ વળી જવાનું હતું, કે ફીકર ફીકરે ગુમ થઈ જાય છે? જીવી જીવીને કેટલું જીવનાનું છે, કે એના વિચારમાં ને વિચારમાં ઘેલી ચરેલી થઈ ગુમાઈ જાય છે? સંતોષ પકડ! તને તારા બાપે ઉછેરીને મોટી કરી છે, માટે આજે તેને મદદ કર. તેં તારી માનું દુધ ધાવેલું છે તે તું આજે હલાલ કર. રોમ્યૂલસ અને રીમસ એ બેઉની જોડી વરૂને ધાવીને ઉછરી હતી, જેથી તેમનામાં રંક લોકોને સંતાપવાનો ગુણ ઉતર્યો હતો, એટલું જ નહીં પણ તેઓ હેરાન થઈ પડેલાં માતપિતાની પણ જરા કદર ખાતા નહીં. તું તો વરૂને ધાવીને કાંઈ મોટી થઈ નથી, કે તું પણ વિપત્તિમાં આવી પડેલાં માબાપની કદર ન ખાય. તું તો આજે માબાપના જેવો જ વગ રાખે છે. તારા

પિતાજીએ જે ગેરવાજબી કૃત્યો કર્યાં, ને દોલત ખોટે માર્ગે મેળવી, તેનું તેમને પૂરેપૂરૂં સહન કરવું પડયું છે. હવે તેનો અફસોસ બિલકુલ ન કર.

ઝાંખો થાશે રે જીવડો, નહી રહેશે રાજા રંક,
જમડો સહુને રે લઈ જશે, ભર રંગમાં થાશે ભંગ. ઝાંખો થાશે રે.

સમજણ શક્તિ રે તેં ધરી, તો જીવડા શાને કાજ.
માથે ખેંચે રે ભવદુઃખો ! હરિસ્મરણ કરી લે આજ. ઝાંખો થાશે રે.

કરવું હોય તે રે કરી લેજે, નેકી ખુશીનો ગંજ.
ધારી ધીરજથી એકઠો, ન પહોંચે જેથી રંજ. ઝાંખો થાશે રે.

ભવનો ભરોંસો છે જૂઠો, જળના પરપોટા પેર,
આત્મ ફાટી રે જશે જરૂર, થશે ફોકટ તુજને ફેર. ઝાંખો થાશે રે.

દુનીયાં હાલી રે ઠગાઈ છે, ન દેશે કોઈને થાગ,
દૂરથી ડરજે રે તેથી તું, ડંસશે જેમ ઝેરી નાગ. ઝાંખો થાશે રે.

મનુષ્ય મુસાફર રે છે ખરૂં, મુસાફરી વિકટ જાણુ,
જગ તો છે જંગલ રે બીહામણું, ભૂલે ખોઈશ એક દિન પ્રાણ. ઝાંખો.

મીઠી જુવાની રે વહી જશે, ખરી કાલે નીરાશ થઈ,
પોકો મૂકશે રે રડી રડી, ન દેશે દિલાસો કોઈ. ઝાંખો થાશે રે.

માયા મોહની રે જાળ છે, તેના ફંદમાં પડશે જે જન,
તન મન ખોઇ રે થશે ખુવાર, સુતાં દુઃખો થશે સજીવન. ઝાંખો થાશે રે.

સાચી પ્રીતિ તે હરિ તણી, રાખી તે પર આશ નિધાન.
હવસો મોજ તણાં તજી કરી, કહે જામુલી રૂસ્તમ માન ઝાંખો થાશે રે.

## દિલાસા પત્ર ૬૧ મો.



"The angel of Death spread his wings on the blast,
And breath'd on the face of the foe as he pass'd;
And the eyes of the sleepers wax'd deadly and chill,
And their hearts but once heaved, and for ever grew still.

*Byron.*

"પવનના ઝપાટા સાથે યમદૂતે પોતાની પાંખો પસારી અને જતે જતે દુશ્મનના મોં ઉપર ફૂંક મારી; અને ઉંઘનારાની આંખો ઠંડી થઇ ગઈ અને તેમનાં હૃદયોએ ફક્ત એક જ શ્વાસ લીધો અને હમ્મેશને માટે શાંત થઈ ગયાં." **બાયરન.**

દીકરી જાલાંમાય! મારી મુંબાઈની પેઢીમાંથી કલકત્તાની પેઢી ઉપર બદલી થઈ ત્યારે તું રડી કાં નહીં? રડી હતી. પરંતુ જરા લગાર છૂટા પડવાનું હતું માટે થોડી રડી હતી. હવે મારો વખત પૂરો થવા આવ્યો એટલે ઘણો કાળ સુધી આપણે એક-મેકને ભેટીશું નહીં, એ વિચારથી તું પહેલાં કરતાં હમણાં ઘણી રડે છે. મોત મને તો કુચ વિસાતનું લાગતું નથી. પરંતુ તમે વ્હાલાંઓ પાછળ રહી જવાનાં ને સંતાપ કરવાનાં; તે નહી કરો તેટલા માટે એક મરતા બાપના મરતી વખતના સખુનો યાદ રાખીને ચાલશો તો તમે બધાં સુખી થશો. જીંદગીનો ભરોંસો ના રાખતાં. કોઈની નિંદા જરાએ કરતાં ના. તેમ કોઈની સ્તુતિ પણ ઘણી ના શકશો. કોઈની ખુશામત ઉપર લુબ્ધ થશો ના. આ દુનિયાને ધર્મશાળા કે મુસાફરખાનું સમજજો. અભિ-

માન રાખશો નહી, અને સદા મોત માટે તૈયાર ઉભેલાં રહેજો. દર રાતે આપણે ઉંઘીયે છીએ અને દર સવારે જાગૃત થઈએ છીએ. તેમ જ દર જીંદગીની રાત્રે આપણે મરીએ છીએ, અને દર પ્રસંગે પાછાં જન્મ લઈએ છીએ. તમે વહેલાં જન્મો કે મોડાં જન્મો પણ છેવટે તો મોત છે જ. જોકે પોતાનો જીવ સઉને પ્યારો છે, પોતાની જીંદગી સઉને પ્યારી છે, પણ કરોડો વરસની દુનિયામાં પરાપોપરાધ અસંખ્ય માણસો મરી ગયાં, ને તેઓના જીવ જે પ્રદેશમાં ભેગા થયા તે મહાન પ્રદેશમાં રેહેવાનું મરણથી જ મળે છે, અને જીવતાંજીવત તો એક સદીની પ્રજાના ન્હાના સમૂહમાં વસવું પડે છે. ત્યારે આ જીંદગી કરતાં ભારે વસતીવાળી મરણની જીંદગી શું ઓછી મનોરંજક છે? ખુદા જેના ઉપર ઘણો મહેરબાન થાય છે, તેને ભર જુવાનીમાં મોતની કરમ બક્ષે છે. " કૌનસા ગુલજાર હય, જીસમે ખિજાં આતી નહીં? વ્હો કલી હય કોનસી જો ખીલકે મુરઝાતી નહીં?" જીવવાની હોંસ રાખનાર જીવીને ફલાણા ચીના કામ કરીશ, અમુક તમુક માનપાન મેળવીશ, વિગેરે વિચારોમાં જીવવા માગતો હોય તેને "પછી" એવો પ્રશ્ન વારંવાર પૂછતાં, છેવટે તે મરણના સમય ઉપર રાહત લેશે. પેગંબરો મરે તો પછી તેમના ચેલાઓ કેમ ન મરે? જીસસે કેટલાંક રોગી તથા અપંગને સારાં કર્યાં, કેટલાંકનાં ભૂત કહાડ્યાં, કેટલાંકના પ્રચંડ વાયુને શાંતિ આપી, પાંચ રોટલી અને બે માછલીમાંથી ઘણાંક જણને તૃપ્ત કર્યાં, કેટલાંક મરવા પડેલાને જીવતાં કર્યાં તો પણ પોતાનું આવ્યું ત્યારે તે શૂળી છટકાવી શકયો નહીં. કાં કુહરે છે? કાં તારા જીવને સંતાપે છે? જીવાતું હોત તો ક્રાઇસ્ટ નહીં જીવત? જીવત તો બુદ્ધ, કોન્ફુશીયસ, ને મોઝીઝ જીવત.

પીરો, મુરીદો, શાહો ગદા મીર, ઓર વઝીર,
સબ આન કર અજલકે હુએ દામમેં અસીર;
મુફલીસ ગરીબ સાહેબે તાજોતર શરીર;
કોઈ તરસ તરસકે મુવા ગમમેં અએ નઝીર;
કોઈ હજરોં અએશકી ઠએરાકે મર ગયા.

કોઈ પણ માણુસે પહેલ વહેલાં પૈસા સંઘરવા પાછળ મહેનત કરીને એમ ન ધારવું, કે પાછળથી તેઓ એ પૈસાનું સુખ ખચિત જ ભોગવી શકશે. જે માણુસ પોતાની મુઠ્ઠી માંહેની તક ખોઇ દે છે, તે માણુસે પોતાનું સર્વ ખોયું એમ સમજવું. જે મિસાલે દુશ્મનનું તીર છૂટયું એવું લડવૈયાને માલમ પડે તેની આગમચ તેનું હૈડું વિંધાઈ જાય છે, તે મિસાલે જીંદગી આપણી પાસે છે એવું આપણે જાણીએ તેની આગમચ તે આપણી પાસેથી પસાર થઈ જશે, એવી તે તીર જેવી તીક્ષ્ણ અને તેજદાર છે. માટે હમેશાં "વખત તેવી વાત, ને પવન તેવી પીઠ" રાખી, તીર છૂટવા અગાઉ તૈયારી જોઇએ. કોઈ એક વનનો દેવ હતો, તે ટાઢના દિવસમાં અરણ્યમાં ફરતો હતો. તેને એક વટેમાર્ગુ મળ્યો. તે ટાઢે અધમુવો થયો છે એવું જોઇને વનદેવને દયા આવ્યાથી તેને કહ્યું: "હે બાવા! આ પાસેના પર્વતમાં મારી ગુફા છે, ત્યાં આવે તો હુ તારી ટાઢ કાઢું." પછી તે બે જણ ગુફામાં જઇને બેઠા. ત્યાં સગડી સળગાવી હતી તેના યોગથી ઘણી હુંફ થઈ હતી, તો પણ વટેમાર્ગુની આંગળીઓ ટાઢે ઠરી ગઈ હતી તે ફુંકવા જ લાગ્યો. વનદેવે તેને પૂછયું: "તું આમ શા માટે કરે છે?" તે બોલ્યો: "હાથ ટાઢા થયા છે તેને હુંફ લાવવા સારૂ." વનદેવ મનુષ્યમાં ફરનારો નહીં, તેથી તે વટેમાર્ગુના ટાઢા હાથને ઉના કરવાનો ગુણ જોઇને આશ્ચર્ય પામ્યો, અને ગુણી જાણીને તેની આગળ

કાંઈ કંદમૂળ, ફળ ઈત્યાદિ શેકીને ફરાળ કરવા માટે મૂકયાં. તે ઘણાં ઉનાં હતાં માટે વટેમાર્ગુ તેને પણ ફુંકવા લાગ્યો. ત્યારે વનદેવે ફરી પૂછયું: "અરે! તું આને પણ શા માટે ફુંકે છે?" તે બોલ્યો: "ઉનાં છે તે ટાઢાં કરવા સારૂ!" તે સાંભળીને વનદેવને રીસ ચઢી, અને તેને કહેવા લાગ્યો: "અરે! તારા સરખો દુર્ગુણી કોઈ નહીં, કે તું એક જ મોંઢે ઉનાંને ટાઢાં અને ટાઢાંને ઉનાં કરે છે, માટે તારી સાથે મારે સંબંધ જોઈએ નહીં." એમ કહીને તે વટેમાર્ગુનું પાંખડું ઝાલીને તેને ગુફાની બહાર નાંખી દીધો. કહેવાની મતલબ એ જ છે દીકરી! કે જે પુરૂષ એક જ મુખે નિંદા અને સ્તુતિ એવાં વિરૂદ્ધ ભાષણ કરે છે, તેનો સજ્જને ત્યાગ કરવો એ યોગ્ય છે, જો કે "ખાક ડાલે ચાંદ નહિ છીપતા હય." મગર જીભનું ઝેર લાગ્યા વગર નહીં રહે.

જાલાંમાય! જો કોઈ પુરૂષ તમારી જૂઠી નિંદા કરે તો તમે મરદને લાયક હિમ્મત રાખીને તેનો ધિક્કાર કરજો. બીજા કેટલાક છે તે પોતાનું કામ કરવા સારૂ, જે સાંભળ્યેથી સાંભળનારની આશા વધે એવું બોલે. પણ પછી કામ થયું એટલે તે જ મુખે તેને નિરાશ કરીને પડતો મેલે. જાલાંમાય! એમ કરવું એ સારૂં નહીં. એ દુર્ગુણે કરીને મોટાં મોટાં માણસો પણ હલકાપણું પામીને ફીક્કાં પડ્યાં છે. માટે જે એવું પણ બોલે અને તેવું પણ બોલે એવા પુરૂષ સાથે જેમ થોડો સહવાસ હોય તેમ વધુ સારૂં.

બેટી! જેવી બુરી નિંદા છે, તેવી બુરી ખુશામદ પણ છે. મહાન કૅન્યુટ રાજાના દરબારીઓએ જ્યારે તે દરિયાકિનારે ફરતો હતો ત્યારે તેની ખુશામદ કરતાં કૅન્યુટને કહ્યું: "આપ નામદાર તો જમીન અને દરિયાના માલેક છો!" કૅન્યુટે તે

ઉપરથી દરિયાના પાણીને હુકમ કર્યો કે, " હું કિનારે ઉભો છું, માટે તારે મારા પગ ભીંજવવા નહીં !" પણ આખરે તો પાણી તેના પગ સુધી ચઢ્યાં, ત્યારે ચાપલુસીખોર દરબારીઓને ઝાટકી નાંખી બખાળ્યો કે, " જમીન ને દરિયાનો માલેક તો તે પરવરદેગાર છે. હું કાંઈ માલેક નથી." એમ બોલી તેણે તાજ ફેંકી દીધું, ને વીન્ચેસ્ટરના દેવળમાં ટાંગી મૂકયું કે જેથી લોકો જાણે કે ખુદા શિવાય કોઈનો હુકમ પૃથ્વી ઉપર ચાલતો નથી.

અરે એ તો દુનિયા દગાખોર સારી.
પલમેં હસાવે, પલમેં રૂસાવે,
જુલમો સીતમ કરતી ભારી--અરે એ તો૦

બદલે બદલે પલમેં રંગ એહ,
બદલ દે હાલત હમારી.--અરે એ તો૦

" આરામ " " આરામ " કર મયે પુકારૂં,
આરામકી સીકલ પ્યારી— અરે એ તો૦

બે દહાડા મુંબાઈ જઈ આવું છું એમ કહીને તારો પિતા મુંબાઈ જઈ બે દહાડા રહીને આવશે તોએ તને દુઃખ લાગવાનું નથી. પરંતુ ૨ વરસ સુધી મુંબાઈ રહેવા જાઉં છું, એમ કહીને ઘરમાંથી બહાર નીકળનાર પિતાથી છૂટાં પડતાં તને ઘણું દુઃખ લાગશે. તો જોકે ૨ વરસ કહીને ૨ દહાડામાં તારો બાપ પાછો ફરે તો તને પાછું દુઃખનું દુઃખ. એ તો મનના ચાળા છે. મરણ કોઈને મૂકતું નથી. આર્ય રાજ્યોના છેલ્લા મહા પુરૂષ કૃષ્ણ ભગવાનને કાબાનું તીર પગમાં વાગ્યાથી તે ઈશ્વર આત્મા જેવાને મરણને શરણ થવું પડ્યું. રોમન રાજ્યના છેલ્લા મહા પુરૂષ સીઝરને સેનેટનો ન્યાય ચૂકવતાં ધોળે દહાડે ૨૩ જખમો

કરવામાં આવ્યા, ને પોતાના પોતાના હરીફ પોમ્પીના પૂતળાની આગળ જ તેનું શબ પડ્યું. ગ્રીક સૉક્રેટીસ જેવા ડાહ્યા પુરૂષને ઝેર પીવું પડ્યું, અને તે જેવાને પણ મોતે અને હોનારતે છોડ્યો નથી. ઈજીપ્સનો વિજયી રાજા સીસોસ્ટ્રિસ ઘડપણમાં આંધળો થઈને મહા દુઃખ વેઠવા પામ્યો હતો. આ દુઃખ તેનાથી સહન ન થવાથી આપઘાત કરીને તે બહાને મરી ગયો. જરથોસ્ત પેગંબર સાહેબ બંદગી કરતાં તુરબરાત રૂપ જેવા શત્રુને હાથ મરાયા. ઝર્કસીસ જેવા મહાન શહેનશાહનું ખુન કરવામાં આવ્યું. છેલ્લો દારાયસ પાદશાહ નાશભાગ કરતાં પોતાના જ તાબેદાર અમલદારની તરવારથી કપાઈ મૂઓ. જાુડીયાનો છેલ્લો મહાપુરૂષ ક્રાઈસ્ટ શૂળીએ જડાઈને મરણ પામ્યો. આસીરીયાનો મહાપુરૂષ સારડેનેપલ્સ પોતાના જ મહેલમાં ચિતા ખડકાવીને પોતાની પ્રિયાઓ તથા ધનમાલ સાથે બળી મૂઓ. ફીનીશીયન કાર્થેજીઅન હૅનીબાલ જેવા શૂરવીર બહાદુર સરદારને ઝેર ખાઈને પ્રાણ છોડવો પડ્યો. હઝરત મહમદ પેગંબર સાહેબના યારોને પાણી વગર તરસે મરવું પડયું.

> કાલકા અજબ તડાકા બે, તું કીઆ જાણે લડકા બે—કાલકા૦
> નવબી મર ગએ દસબી મર ગએ, મર ગએ સહસ્તર અડાસી,
> તેતીસ કોટી દેવતા મર ગએ, પરે કાલકી ફાંસી—કાલકા૦
>
> પીર મરે, પેગમ્બર મર ગએ, મર ગએ જંદા જોગી,
> જતી, સતી, સંન્યાસી મર ગએ, મર ગએ બઈદન રોગી—કાલકા૦
>
> તીન લોક પર છતર બીરાજે, સો લુટા કુન્જબિહારી,
> કહેત કબીરા સોબી મર ગએ, રહત કોન બિચારી.—કાલકા૦

ભગવદ્ગીતા કહે છે કેઃ—"જેમ મનુષ્યો જૂનાં ઘસાયેલાં લુગડાં કાઢી નાંખી બીજાં નવાં પહેરી લે છે, તેમ આત્મા પણ

ઘસાયેલાં જુનાં શરીરો કાઢી નાંખી નવાં શરીરો પહેરી લે છે.”
માટે હે બેટી ! હું મરવા સુતો છું તે કાંઈ હંમેશનો જ સંબંધ
તારાથી છૂટો કરીને મરવાનો નથી. સ્વામી રામતીર્થનાં વચનો
તારે પાછાં સાંભળવાં જોઇએ, કે જે જન્મે છે તે જરૂર મરવાના
જ. जातस्य हि ध्रुवो मृत्युः । આમ છતાં પણ લોકો મોતનો
કહિએ વિચાર કરતાં નથી તેનું શું કારણ ? મૃત્યુના ફક્ત વિચાર
આવવાથી શરીરમાં ભય ઉત્પન્ન થઈ નખથી તે માથા સુધી
કંપારી છૂટે છે. આપણે કહીએ છીએ કે એમાં તે શું ? ભૂત-
કાળમાં જે મહાન રાજાઓ અને મહારાજાઓ હતા તે સર્વે
મોતના મોંઢામાં કોળિયો થઈ ખવાઈ ગયા. અવતારી પુરૂષો
અને પેગંબરો જેઓએ મરણ પામેલાં રૂહોનો ઉદ્ધાર કર્યો છે
તેમના પણ દેહ તો આખરે પડી ગયા છે. પૂર્વે જે લક્ષાધિપતિ
અને કરોડપતિ શ્રીમંતો હતા તેઓ, તથા જેઓની પથ્થર જેવી
કાયા હતી એવા વજ્ર જેવા પહેલવાનો પણ મરણને શરણ થઈ
ચૂકયા છે. અને વિચાર કરીશું તો આપણાં શરીર પણ એક
વખત મોડાંવહેલાં જરૂર પડવાનાં જ. ધારો, કે તમે સાત
દશકા જીવો, કદાચ એથી બમણા જીવો, અરે! એથી ચાર ગણા
જીવો, પણ તેથી શું ? આખરે તો જરૂર એક વખત મરવાનું
તો ખરૂં જ; એમાં કાંઈ છૂટકો નથી. એ તો નિર્માણ જ છે.
અરેરે! આવું છતાં, હર કોઈ સ્ત્રી કે પુરૂષ વહેવાર, વેપાર, ને
વણજમાં એવાં ધૂમ પડ્યાં છે, એવાં તો કામમાં રોકાઇ રહેલ છે,
કે મૃત્યુ છે એમ કોઈ પણ વિચારપૂર્વક માનતું નથી. કોઈ પણ
કાળે મરીશ એવું જરા અંતઃકરણથી તો કોઇ માનતું જ નથી. એ
કેવી નવાઈની વાત ! કોઈ પણ વ્યવસાયમાં પડ્યા પછી, મરણનો
વિચાર આવવા દેતું જ નથી. કોઈને તે વિચાર ગમતો નથી.
“ પલકમાં મોત આવી ઉભું રહેશે,” એવું મોંઢ તો બોલે જ છે,

પણ દિલથી કોઈ માનતા નથી. દરેક જણ સગાંવ્હાલાંઓ અને મિત્રોનો સંબંધ વધાર્યા જ કરે છે. દરેક જણ દિન પ્રતિદિન પોતાના કામકાજમાં વૃદ્ધિ જ કરતાં જાય છે, અને જીવનનો પસારો એવો તો વાધાર્યા જ જાય છે, કે જાણે કોઈ દિવસ એમને મરવાનું જ નથી. અર્થાત્, કોઈ દિવસ તેમને મૃત્યુનો સંબંધ સરખો પણ થવાનો નથી.

આવું શાથી ? આનું કારણ શું ? કોઈ એક માણસ મરણનું નામ લે છે કે એમના આખા શરીરે તાપ ચઢી આવે છે. રામ બોલો ભાઈ રામ ! આવા સારા શબ્દો છતાં તેનો સંબંધ મૃત્યુ સાથે જોડાયેલો હોવાથી, જો ન્હાનાં બચ્ચાં રમતાં રમતાં ઠાઠડીના, કે પાયદસ્ત ઉઠમણાના, કે એવા દેખાવોની રમતના ઢોંગ કરે, રામ બોલો ભાઈ રામ બોલે, કે તરત જ ઘરમાંથી સઘળાં બહાર નિકળી પડી તેઓને ધમકાવવા મંડી જશે. આમ શાથી ? એક તરફ મોત એ તો નક્કી છે, અને બીજી તરફ જેવી રીતે કોઈ પક્ષી હોય અને તેની પાંખો ઉપર પાણી પડયું હોય તો તે તેને તરત ખંખેરી નાંખે છે, તેવી રીતે આપણે જરી મૃત્યુનો વિચાર સરખો પણ આવે તો તેને આવવા ન દેતાં ખંખેરી નાંખીએ છીએ. આપણે વહેવારકાર્યમાં મૃત્યુ છે એમ નથી માનતા, તેનું કારણ શું ? આપણે ભલે મૃત્યુના વર્ણનની કવિતાઓ અને ગાયનો, પદો ને લાવણીઓ ગાઈએ, પણ વ્યવહારમાં તો મૃત્યુ છે, એમ આપણે કદિ નહી જ માનવાના. આનું કારણ શું ?

આ બધાંનું ખરૂં કારણ એ છે, કે તમારૂં ખરૂં સ્વરૂપ પોતે અમર છે. તમારો આત્મા કદિ પણ મરણ પામતો નથી. તમારૂં શરીર કે જેને મરણ છે, જે દરેક પળે

મરતુ જ જાય છે, જે દરેક ક્ષણે ખવાતું જાય છે, જેમાં ચાલુ ફેરફાર થતો જ જાય છે, એ શરીર કાંઈ તમારૂં પોતાનું સત્ય સ્વરૂપ નથી. એ દેહ કાંઈ તમારો આત્મા નથી. આપણા શરીરમાં આત્મા છે એ જ આપણું ખરૂં રૂપ છે, એને કંઈ મૃત્યુ નથી. દીકરી ! તું કહે છે, કે આપણે દરરોજના વહેવારમાં તો આપણો આત્મા અમર છે એમ કંઈ માનતાં નથી; પણ દીકરી ! ખરેખર આપણે એવું જ માનીએ છીએ, કે આપણું શરીર ને આપણો દેહ અમર છે, એ દેહ કદિએ પડવાનો નથી. એનો ખુલાસો એટલો જ, કે આત્મા કદિ મરતો નથી, શરીર જ મરે છે. પરંતુ આપણા ખરા સ્વરૂપને, તેના ખરા ધર્મને, ખોટી ભ્રાંતિથી મૃત્યુવાળાં શરીર સાથે જોડી નાંખવામાં આવે છે, એ જ આપણું આજ્ઞાનપણું છે. જ્યાં ત્યાં એવો જ ખોટો વિચાર પેસી ગયો છે. માણસ, પશુ, પક્ષી, દરેકમાં આ ભ્રમણા પેઠેલી હોવાથી જ મરણ મોટું મસ, ભયાનક, અને ભયંકર લાગે છે.

દીકરી ! આ દુનિયાને મુસાફરખાનું અગર ધર્મશાળા છે એમ સમજી તમે વર્તશો તો તમને બિલકુલ દુઃખ થશે જ નહી. એક ધર્મશાળામાં ૧૫ મુસાફરો ઉતરેલા હોય, તેમાં જાણે તમે ૧૬ મા મુસાફર ગયા, ને ૧–૨ દહાડા ત્યાં રહેવાના છો. ત્યાં જો કોઈ તમારી આબરૂ લેવા જેવું કરે, નિંદા કે ઠઠ્ઠા કરે, અગર લઢવાઢ કરે તો તમે તેની ઘણી કનવાર કરશો જ નહીં; અને એમ જ વિચારીને શાંતિ પકડશો, કે આપણે ક્યાં અહીં જન્મારો કાઢવો છે ! એક બે દહાડાને ખાતર શા સારૂ કોઈ સાથે ભુંડાશ કરીએ ? એ રીતે તમે મન મારી લેશો. એ જ રીતે જો આ દુનિયાને એક મુસાફરખાનું સમજીને બધાં જ દુઃખમાં

ઉ–૫ દહાડાની દુનિયા છે એમ માની લેશો તો દુ:ખ જેવું કાંઈએ લાગશે નહીં. કામને વશ કરવો ને મન મારવું, એ જ જરૂરની દવા દુ:ખના દર્દ માટે છે.

વેદપઠણ, કવિચાતુરી, સઘળી વાતો સહેલ;
કામદહન, મનબસકરણ, ગગનચઢણ મુસ્કેલ.

મને હલકાઈ ગમતી નથી, માટે મારા મુવા બાદ પાયદસ્ત ને ઉઠમણાની મોટી મજલીસો, પેપરોમાં ઉપજાવી કાઢેલી ખોટી કારકિર્દિ વિગેરે ફારસ કરતાં ઈન્ડીયન સર્વીસવાળો ના. હેનરી લારેન્સ, જોકે બહાદુર, નામાંકિત અને દયાળુ સ્વભાવનો મહાન નર હતો, તો પણ મિથ્યાભિમાનથી મનુષ્યને કેવી મુશીબતો ખમવી પડે છે તેનો તે સાચો કદરદાન હતો. માનવીને દુ:ખની પ્રાપ્તિ મિથ્યાભિમાન, હલકાઈ, તુંડાઈ, અને ફુગાઈ ફરવાથી જ થાય છે, એમ તેનો મત હતો. તેના પણ મરતી વખતના છેલ્લા શબ્દો એ જ હતા કે–"**મારે માટે મરણ પછી કંઈ ફેસ કરતાં ના! મને સૌ બાળતો જ દાટી દે જો!**"

---

## દિલાસા પત્ર ૬૨ મો.

---

"He that enlarges his curiosity after the works of nature, demonstrably multiples the inlets to happiness; therefore we should cherish ardour in the pursuit of useful knowledge, and remember that a blighted spr.ng makes a barren year, and that the vernal flowers, however beautiful and gay, are only intended by nature as preparatives to autumnal fruits."

*Johnson.*

"જે મનુષ્ય કુદરતનાં કૃત્યો તરફ પોતાની દૃષ્ટિ વિસ્તારે છે તે દેખીતી રીતે સુખના રસ્તાઓ વધારે છે. તેથી આપણે કામ લાગે તેવા જ્ઞાન માટે ઉત્સાહ રાખવો જોઈએ અને એટલું યાદ રાખવું જોઈએ કે કરમાઈ ગયેલી વસંત નિષ્ફળ વર્ષ બનાવે છે અને વસંત ઋતુનાં ફળો ગમે તેવાં સુંદર અને આનંદજનક હોય પણ તેમને તો માત્ર શરદ ઋતુનાં ફળો જ તૈયાર કરવાનો કુદરતનો ઉદ્દેશ છે."

જૉન્સન.

હે સજ્જનો! દુઃખને વિષે તમે 'રજનું ગજ' ન કરો. વિપત્તિના સંબંધે તમે 'કાગનો વાઘ' ન કરો. ગામમાં ધાડ પડી હોય, ભયાનક આગ લાગી હોય, હુલકું પડયું હોય, પિંઢારાઓ લુંટ ચલાવવા પાદરે આવી પહોંચ્યા હોય અને ગામમાં મોટો હોહાકાર થઈ રહ્યો હોય, ત્યારે અસલના લોકો પોતાનાં બાળબચ્ચાંને અને પાડપડોશીને ગભરાઈ જતાં અટકાવવા સારૂ ઠંડું પાણી રેડી કહેતાં, કે અરે! એ તો કોઈની ઘોડી વીઆઈ હશે, તેથી બચ્ચું જીવે કરીને અમથી ગામમાં ખોટી

બૂમ મરાવી હશે! આવી રીતે વિઘનને ઓછું દેખાડી હિમ્મત આપવાની આ યુક્તિ લાભકારી છે. સજ્જનો! જો તમે ખચિત માનો તો દુઃખ જેવી કોઈ વસ્તુ નથી. પરંતુ સુખની જ સરજત થયેલી છે. પછી તે સુખ કોઇને મણ, અધમણ અને કોઈને શેર પાશેર, પણ જ્યાં જૂઓ ત્યાં વધતાં ઓછાપ્રમાણમાં સુખ જ છે. સુખનું કોઈ સામાવાળું દુઃખ જેવું છે જ નહીં. અસુખ છે, પણ દુઃખ નથી. અસગવડ છે પણ અગવડ નથી. યાને સુખ અને સગવડનું ઓછાપણું કહેવાય.

પારસી બૈરાંઓ જેઓ હમેશાં શુભ શુકન માગનારાં હોય છે, તેઓ તેનો ઉત્તમ ઉપયોગ કરીને આપણને શિખવાડે છે. તેઓ પોતાનાં વ્હાલાં ગમે એવાં ભયંકર માંદગી ભોગવતાં હશે, તોએ તે જૂના જમાનાનાં બુઢ્ઢાં બૈરાંઓ બોલશે કે, “મરૂં મારા મનચેરજીના જીવને જરા અસુખ છે.” એટલે મનચેરજી દુઃખી છે એમ તો નહી જ કહેશે, પણ મનચેરજીને અસુખ છે એમ પણ ન કહેતાં, તેના જીવને અસુખ છે એમ કહે છે. એક ડોસાં જો પોતાના ભાણેજ કે ભત્રિજાને ભયંકર રોગ થયો હોય, અને પોતે માસી કે મામી થઇને તેની ખબર અંતર પૂછવા જતાં હશે, અને તેવામાં જો રસ્તામાં કોઈ તેમને પૂછશે કે, “માય કયાં જાવો છ?” તો તે અશુભ અને અપશુકનના ભય લાગે એવા શબ્દો નહી કહેતાં બોલશે કે, “મરૂં મારા ધનજીશાહને જરા રમાડવા જાઉંચ!” જયારે ધનજીશાહ હોય ત્યારે તો ઘડીતાલ અને ઉમ્મરે હોય ૬૦ વરસના! વળી કોઈ ડોસાં કહેશે, “મારા જીભરાય સ્યાવક્ષની માસી જરા પડઘાઈચ, તે જરા માસીભાણે જ વાત કરીએ કરીને જાઉંચ માય!” એટલે સ્યાવક્ષ પટકાઈ પડયો છે એમ ન કહેતાં પડઘાયો છે

કહી, દુઃખનો વિસ્તાર નરમ કરવા સારૂ એવા સ્થિર શબ્દો બોલવામાં આવે કે છે, જેથી દુઃખ દર્દ ભયાનક લાગતું નથી. સ્યાવક્ષને માંદો છે એમ પણ ન કહેતાં, કહેનારી માસી જ પોતાની ઉપર જાણે તેનું દુઃખ લગાડી લે છે. કોઈ ડોસાં તો કહેશેઃ "મરૂં મારા રૂસ્તમજીના મદઇના જીવને કાંઈ ગમતું નથી." રૂસ્તમજી હોય ત્યારે તો ઘરટલામાં, પણ આસપાસ-નાંઓને દુઃખનો ભયભીત ચિતાર આપવામાં આવતો નથી, એટલું જ નહીં પણ તેટલું પણ રૂસ્તમજીને થયલું ન કહેતાં, તેના મુદ્દઈ યાને શત્રુને થયેલું જણાવે છે.

આ સર્વ શુભ, શુદ્ધ અને શુકનવંતું બોલવાથી દુઃખીને અને દર્દીને પોતાને ગભરાટ લાગતો નથી, તેમ જે જવાન છોકરાછોકરીઓ માંદાંની સારવાર અને સરભરા કરે છે તેવા ઉપરવાળાંઓને સધીયારો, અને હિમ્મત મળવાથી દુઃખનો વિસ્તાર છાતીથી તે છેક કલેજાં સુધી લંબાતો નથી.

સુરતમાં જ્યારે મોટી આગ લાગી ત્યારે એક મોબેદ સાહેબનું ઘર સળગી ઉઠયું. ઘર બળવા બાબતની ખબર તે મોબેદ સાહેબ મુંબઈમાં રહેતા પોતાના ભાઇને લખે છે કે, "બીજું માલમ થાય જે આપણું ઘેરબી મોટી આગથી જરા ડાઝીયામેં આયુંચ તેની કંઇ ચિંતા કરવી નહીંજી." વળી તે મોબેદ સાહેબના તેવા જ મોળા ભાઈ મુંબઇથી પાછો જવાબ લખે છે, કે "આપરૂં ઘેર જરા ડાઝયામેં આયુંચ, વાસ્તે રૂપ્યા ૫૦૦) અંકે પાંચસેં મોકલ્યાચ તે જરા સમારી લેજોજી, તે સમારતાં કંઈ વધે તે હાલ તુરત તમારી જ પાસે રહવા દેજોજી." ખરેખર તો ઘર સળગીને બળી ગયેલું ઉભેલું હતું, અને સત્યાનાશ

વળી ગયું હતું. પરંતુ આ પ્રમાણે દુઃખ, વિપત્તિ, અને આફતને હલકું સ્વરૂપ આપવાની આ રીતિથી સધીયારો અને હિમ્મત રહે છે.

નામુરનો કિલ્લો પડ્યો, ને તેમાં જર્મન લશ્કર દાખલ પણ થઈ ચુકયું હતું, ત્યારે પ્રજાને એકદમ નહીં ભડકાવતાં સરકારે જણાવ્યું કે, "દુશ્મને ભારે તોપો ચલાવી છે પણ બેલજીયનો હિમ્મતથી લડે છે." બીજે દહાડે સરકારે જણાવ્યું કે, "એ કિલ્લો પડશે તો નહીં જ, પણ એ કિલ્લો પડયો તોએ કાંઈ જીવ જેવો લાભ દુશ્મનને થવાનો નથી." સામટી બે મનવારો ડુબી ત્યારે સધીયારો આપવામાં આવ્યો કે; "તે તો જૂની કેટલાંયે વરસની ખખ થઈ રહેલી મનવારો હતી, અને જે કામ કરવા સારૂ તેને નીમી હતી તે કામ તેઓએ ફત્તેહમંદીથી પાર પાડયું, એટલે ખંગ વળી રહ્યો છે." આ સર્વ યુક્તિઓ આફતને ભયાનક સ્વરૂપમાં અને ભયભીત રૂપમાં એકદમ આપવાથી અનર્થ થતા અટકાવવાની છે. મહા સંતાપ અને મહા સંકટને ધીમું પાડીને, તુચ્છ અને વિસાત વગરનું જણાવી જણાવીને જાહેર પાડવાથી તેનો ભય મોટો મસ જણાતો નથી.

આપણી કોઈ ખબર અંતર પૂછે, ત્યારે આપણે ગમે એવા માંદા હોઈશું તો પણ કુદરતીરીતે બોલાઈ જાય છે, કે "જરા મારૂં માથું દુઃખે છે." કોઈ કહેશે, "જરા મારા પગે સંધિવાની કળતર ચાલે છે." કોઈ કહેશે, "જરાક મારી છાતી નબળી થવાથી ઠાંસો થઈ કફ પડે છે." વિગેરે. દુઃખને ભયાનક રૂપમાં નહીં ચિતારવાની આ આપણી સ્વાભાવિક જરા જરા બોલવાની ટેવ છે, અને તે ખોટું નથી.

સીતા, દમયંતી, દ્રૌપદી, સાવિત્રી વિગેરે સતી સ્ત્રીઓ ઘણી ભીડના વખતમાં પણ પતિસેવામાં રાતદહાડો તત્પર રહેતી હતી, અને પતિસેવાને બહાને ભીડની વખતે, દુઃખનું સ્વરૂપ હલકું બતાવતી. એટલું જ નહિ, પરંતુ પતિના દુઃખમાં ભાગ લેવા માટે સતી સીતાએ રાજ્યસુખનો એકદમ ત્યાગ કરીને રામ સાથે વનવાસ વેઠવાનું પણ અંગીકાર કર્યું, અને ભયાનક વનવાસમાં તેને મોજ અને સુખ જણાય છે એમ તે કહેતી. વીરપત્ની દ્રૌપદીએ પણ પાંડવોની પાછળ છયાની પેઠે વનમાં રખડી રઝળીને તેઓના દુઃખમાં ભાગ લીધો હતો, પણ પોતાને દુઃખ પડે છે એવો વાંકો શુકન નહીં કાઢયો હતો, અને સ્ત્રીઓના પાતિવ્રતધર્મનું પવિત્ર ચરિત્ર આ જગતમાં લાંબા વખત માટે મૂકી ગઈ છે. ગમે એવી મુશ્કેલી અને આફત વખતે દુઃખ જેવું જરાએ ન બતાવતાં, આવી સ્ત્રીઓના પાતિવ્રત ધર્મને લીધે જ, મોટ-મોટા મુનીશ્વરો પણ આવી રણધીર સ્ત્રીઓનાં ચરણની પવિત્ર રજને પોતાના મસ્તક ઉપર ધારણ કરે છે.

મહાભારત વિઘ્નો અને મહા આપત્તિના પ્રસંગે પણ સ્ત્રીઓને પૂર્વધર્મમાં પતિસેવા એ જ મુખ્ય ધર્મ છે, અને તેમાં તેનું પરમ કલ્યાણ સમાયલું છે એમ જણાવ-વામાં આવ્યું છે તેનું કારણ એ જ છે, કે સુખના વખતમાં તો પતિસેવા સૌ કોઈ બજાવવા તત્પર થાય, પણ દુઃખના વખતમાં દુઃખ જાણે હોય જ નહીં એવા ભાવથી સેવા બજાવવામાં જ પરાક્રમ સમાયલું છે. જરા જેટલા સુખમાં છલકાઈ મલકાઈ જનારાં, તેમ જ જરા જેટલા દુઃખ કે શ્રમથી ગુલાબના ફુલની માફક કરમાઈ જનારાં કુમળાં શેઠશેઠાણીઓ,

કેવી કેવી ભીડ ભોગવવાની છે તેનો તેઓ વિચાર કરતાં નથી અને પાછળથી બેવડા મારે મરાય છે.

હે મોટા ઘરના મહેરજીભાઇઓ ! ઓ તાલેવંતની તેહમીનાઓ ! તમે શ્રીમંતાઈની ધુંઇમાં અને જુનાં ઉંચા ખાનદાનની ખુમારીમાં ને ખુમારીમાં તમારી ખુવારી અને ખાનાખરાબી કરતાં ચાલ્યાં છો. કેળવણીમાં પછાત રહેવા પામ્યાં છો, અને હવે મુઠ્ઠી ભરમ ઝાઝો વાર ટકી શકતો નથી, તેથી તમે તો મોટાઈમાં ને મોટાઈમાં, મગરૂરીના મચકાટમાં ઉલટાં હાડમાર થઈ હેરાન થવા લાગ્યાં છો. તમે જેઓને અભિમાનથી કહેતાં હતાં, કે એ તો અમારા બપાવાના ઘરના પસ્તાકીયાનો પોરીયો, ફલાણો તો દારૂવાળાનો દીકરો, ચીનો તો અમારા ઘરના અસલ મીસ્રીના છોકરાનો છોકરો, આ તો મારા મોટા બાવાને ત્યાંના કકલ્યા અંધ્યારૂનો બેટો ! પણ આજે તે જ કેરાંવાળા અને માછલીવાળાઓ, કકલ્યાઓ અને કાંગાઓ જ આગળ વધી સુખ અને આબાદીના વખત લાવવા લાગ્યા, અને તમે ખાખાં વળખાં રહી જઈ હવે તે જ મોબેદોની અને તે જ પસ્તાકીયાઓની પાસે નાણું ઉછીકાં લઈ પેટનું પણ જેમ તેમ પૂરૂં કરો છો. તમે ચઢતીના વખતમાં એટલું ખાસ યાદ રાખતાં રહો, કે માલ અને દોલત તો જીવને શાંત રાખવા તથા જીવની નચિંતાઇ સારૂ છે, પણ જીવ કંઈ માલ એકઠો કરવા સારૂં નથી. તું હય ખુદ બેયાર અપને હાતસે, સકુતી હય આજાર અપને હાતસે.

ઘણાઓ જન્મની સાથે જ ભારે પરિશ્રમની દીક્ષા લેતાં આવે છે. અનાથોમાં જ કાંઈ એવા જન્મ થતા નથી. શ્રીમંતો તો આજે અનાથો કરતાં ૧૦ ગણી

મુશીબતો અને પરિશ્રમો ઉઠાવી રહ્યા છે. પરંતુ એવા કેટલા બધા લોકો છે, કે જેઓના પૈસાએ જ તેઓને કંગાલ બનાવી દીધા છે; જેમની જીંદગીમાં આશાયેશ, શાંતિ, કે રાહત જેવું બીલકુલ દીઠામાં આવતું જ નથી. આપણા ઉપર આવી પડતી મુશીબતો અને સંકટોને આપણે ચકાવી ભૂલાવી શકવાના તો નથી, પણ તેને ગણુગોવાર કરી શકીએ ઓરડામાં સુંદર પીકચરો રાખી ખુશનુમા વિચારો કરીએ તો રફતે રફતે તેથી પણ વિપત્તિઓનું વિસ્મરણ થઈ શકે. પરંતુ આવી રીતે દુઃખના વખતમાં ગણુગોવાર રહેવાની ટેવ કમી થવાથી, તેમ જ સંકટને સહરાવી ચહરાવીને, ગળું જરા ખખડે તો ગળાંમાં કોયલી જ થઈ એવી સહરાગાત કરવાથી, દુઃખ હોય તેના કરતાં ભયાનક ચિતાર આપે છે. મનથી માની લ્યો તો તમે ખાઈ પીને ધરાયેલા જ છો, ને મન નહીં માને તો અધમણ ચાવલે પણ તમે ભૂખ્યાના ભૂખ્યા. મનથી તમે સુખી માની લો તો ભિક્ષુક બ્રાહ્મણના ઘરમાં ભેળમભેળ ખીચડાનો સ્વાદ અને મિઠાશ મનરંજક લાગશે, અને મનથી તમે દુઃખી માની લ્યો તો રાજાની ટેબલ ઉપરનું સ્વાદિષ્ટ પકવાન પણ ફીકકું લાગશે. ચંદ્રકાન્તમાં આ ઉપર એક ફક્કડ વાત કહી છે તે અત્રે ટપકાવી લઉં. તેમાં જમનાર જમાડનારનો સંવાદ રૂપી સ્વાદ આપ્યો છે.

જમનાર બોલ્યોઃ 'અહા ! મુને કેવો સુખી કીધો તેં મુજ મિત્ર;'
જમાડનારે ઉત્તર દીધુંઃ 'સુખ મેં કંઈ દીધું નથી, પણ દુઃખ ગયું વિચિત્ર.'
જમનાર બોલ્યોઃ 'અતિશય સુખ મુજને થયું, ના કહે તે તુજ ભૂલ.'
જમાડનારે ઉત્તર દીધુંઃ 'સુખ તો વર્ણાવું નથી, પણ દુઃખ ગયું અતુલ.'
જમનાર બોલ્યોઃ 'કાં નહિ ? આ ભોજન ભલું, દીધું ભરી શુભ પાત્ર;'
જમાડનારે ઉત્તર દીધુંઃ 'પણ જો ક્ષુધા ન હોત તો, ભાવત નહિ તલ પાત્ર.'
જમનાર બોલ્યોઃ 'એ મુજ મન માને નહિ, સુખ કીધું તેં સત્ય;'
જમાડનારે ઉત્તર દીધુંઃ 'એમ હોય તો આ જમો, ભોજન મીઠું અન્ય.'

એ જોઈ તે પુરૂષ પ્રથમથી જ ખુબ ધરાયેલો હોવાથી અન્નપાત્રને જોઇ તુરત કમકમી ઉઠયો, ને જમાડનારના બોલવાનો અર્થ તે સમજી ગયો, કે ખરે જ આમાં મને વાસ્તવિક નવું સુખ કંઈ જ થયું નથી, પણ મારૂં ભૂખરૂપી દુઃખ ગયું, તેથી જ મને સુખ થયું લાગ્યું છે. તેથી તે બોલ્યોઃ-'હવે મને ભાવે નહી, ન પચે થાચે રોગ;' 'હા હા, સમજ્યો, દુઃખ ગયું, નહી કંઈ સુખસંજોગ.' આ જ પ્રમાણે સર્વ દુઃખ માટે સમજવાનું છે. મહાન પુરૂષો ગરીબ અવસ્થામાં આનંદી અને મોજીલા હતા. દુઃખને તો તેઓ હસી જ કાઢતા હતા. હજરત મહમદ જેવા પેગંબરને ઢોરનાં ટોળાંમાંથી ઈશ્વરે શોધી કાઢયા હતા. તે પરિશ્રમમાં સુખ માનતા હતા. પૈસા એ કાંઈ સુખનું મૂળ છે? પૈસા કાંઈ ખોરાક તરીકે સુખી કરે છે? નહી. પૈસાથી શું તંદરૂસ્તી, અક્કલ, મિત્રો, ખુબસુરતી, અથવા સુખી ઘર મળે છે? નહીં જ. ડયુક ઓફ સે પુષ્કળ ધન ધરાવતો હતો પણ તેને એક પણ માણસ ચહાતું હતું નહી; જેની તેની આગળ તે ધુંકરાયેલા છાણા જેવો ફરતો. પૈડે ભુખથી મરી ગયો તો પણ તેણે સંકટ કે વિપત્તિની વરાળે કાઢી નહોતી. મગર લોકો આજે પણ તેને યાદ કરે છે. ત્યારે યંગ પૂછે છે કે;

Can wealth give happiness ? Look around, and see
What gay distress, what splendid misery;
I envy none their pageantry and show,
I envy none the gilding of their woe.

"શું પૈસો સુખ આપી શકે? આસપાસ જુઓ અને કેટલી ખુશાલી ભરી રીતે વેદના વેઠાઈ રહી છે, કેટલી ભવ્ય રીતે

દુઃખ વેઠાઈ રહેલું છે તે વિચારો; મને તેમના ભપકા અને દેખાવની અદેખાઈ આવતી નથી; તે મને કોઈના દુઃખના ઢોળની પણ અદેખાઈ થતી નથી."

ઓ સજ્જન મુસાફરો! આ મુસાફરી ચંદરોજની છે, તે મુસાફરીમાં તો ખીસાં પૈસે તર હોવા કરતાં તમારૂં ગીરેબાન નેકીથી તર રાખો.

દુનીયાં હય એકુ મીસલે સરા, ઇસમેં જો મુસાફીર આકે રહા,
ઠેયરા એક યા દો દિન, આખીર કુચકી ઠયરાઈ હય.

"જે જગ્યાએ સર્વ કામમાં વિકલ્પ ઉપજે છે, અને કુળનું અભિમાન ગળે વળગે છે, તેવા સંસારમાં માણુસ હેરાન થાય છે. જે કરવાથી દુઃખ થયું તે જ ફરીથી કરવાનો વિચાર મનમાં દૃઢતા પકડે છે, અને જેથી પરિણામે વધારે દુઃખી થવાય છે. સંસારના સંગથી દુઃખ થયું નથી એવું ક્યાંયે સાંભળ્યું નથી, તથા જોયું પણ નથી; તેમ છતાં જે જરા જરામાં અકળાઈ ઉઠીને પોતાનું હિત નથી કરતો તે દુઃખી થાય છે. સંસારમાં જે સુખ માને છે તે મૂર્ખ છે. સંસાર સુખે કરવો, ને તેમાં કોઈ પદાર્થનો વધારે કરવો પણ પદાર્થ સમૂળો ડુબાવવો એ, માનવ દેહને યોગ્ય નથી."

તડકે ફરી આવ્યા વગર ઘરમાંની શીતળ છાયાની મજાહ કેમ લાગવાની? પુષ્કળ થાકીને આવ્યા વગર ઘડીભરની આશાયેશ મીઠી કેમ લાગવાની? તમે અમસ્થા કલાકોના કલાક સુધી પથારીમાં સુઈ રહો, જરૂર તમને થાક લાગશે, અને દિલ ધમધમી આવશે. દિવસની મહેનત, કષ્ટિ, અને કામગીરી વિના તમને રાત્રે મીઠી ઉંઘ ક્યાંથી આવવાની? રોજ ને રોજ શીરાપૂરી અને માલપુડા ખાનારાને તેની મીઠાશ નથી

લાગતી, પરંતુ તીખા પાપડ અને ખારાં અથાણું અને વાલની દાળમાં જ તેમને લિજ્જત લાગવાની.

હે સજ્જનો ! આ દુનિયાઇ મુસાફરીમાં અધીરાં અને ઉતાવળીયાં થઈ સુખનું ધામ શોધશો, તો તે પરિણામે દુ:ખ જ દેશે. આ મુસાફરી તો ધીરજ અને ધીમાશની સફર છે. ઉતાવળ કરી દુ:ખમુકત થતાં વિઘ્નને બેવડું કરી દેશો. ઉતાવળ છે તે એક તીર સરખી છે. તીર જેમ એક વાર કમાનમાંથી છૂટે તો પછી તે પાછું વાળી શકાતું નથી; તેમ ઉતાવળથી કરી નાંખેલું કામ પાછું નિવારી શકાતું નથી. ધીમાશ છે તે હાથમાં તરવાર જેવી છે; અગત્ય પડે તો કામમાં લઈએ, નહિ તો હાથમાં રહી કાંઈ હાનિ કરતી નથી. તેમ જ કોઇ પણ દુ:ખના સમયે અધિકારવાળા માણસને કોઈના ઉપર ક્રોધાયમાન થવાનો પ્રસંગ આવી પડે તો પણ પોતાના તન ઉપરનો કબજો કદિ છૂટવા દેવો નહીં.

મહા વિદ્વાન વાચસ્પતિ મિશ્રને ભામતી નામે વિદુષી સ્ત્રી પરણી હતી, અને ધણી તરફથી ગમે એવાં દુ:ખ પડ્યાં તોએ તે પોતાના ગૃહસંસારને સુખની સેજ કહેતી હતી. પતિ તરફનાં દુ:ખો પારકાંઓને મુંઝાવે એવાં હતાં, છતાં તે ઘણી જ કાયર થયેલી હોય એવા વખતમાં કહેતી, કે “ આજે જરાક મારાથી મારા સુશીલ પતિને ગુસ્સે થવાનું કારણ મળ્યું છે, પણ બીજી બધી વાતે સારૂં છે. ”

રોજનો સંતાપ લાગ્યો હોય તેને રડતાં બેસવું શી રીતે પરવડે ? “ રોજ રોજ મરે તેને ક્યાં સુધી રડે ? ” “ સામી સાંજનું મરણું તેનું ક્યાં સુધી રડણું ? ” અર્થાત્ બારેબાર દુ:ખ રડવાથી તો હાડેહાડ ઢીલાં થઈ જાય. મહા ફીલસુફ

ઍનેક્ષાગોરાસના બબ્બે પહાડ જેવા દીકરાઓ મરી ગયા તેની એક્ઝી વખતે તેને જ્યારે કોઇએ દોડતાં આવીને ખબર કહી, ત્યારે તેણે પોતાનો હાથ અંતઃકરણ ઉપર મૂક્યો, થોડી-વાર શાન્તતાથી ઉભો રહ્યો, અને એટલું જ બોલીને શાન્તિ પકડી કે, “ હું જાણુતો હતો કે તેઓ નાશવંત જ હતા. ”

સંસાર મૂળે તો દુઃખરૂપ જ છે, તેમાં વાસ્તવિક સુખ જ નથી. દુઃખની કિંચિત્ નિવૃત્તિ થાય તેને જ સુખ માનવામાં આવે છે. તો પછી તેવા એક માનવાના જ સુખની આશાથી સદા સંતાપેલા શા માટે રહેવું ? દુઃખનો જ બળાપો રહ્યાં કર્યાથી તમારા ચિત્તને તદ્દન શાંત કરતાં કદાચ દિવસ ઉપર દિવસ પણ ચાલ્યા જશે, પણ જો તમે તેને શાંત કરવામાં ખંતપૂર્વક લાગ્યા રહેશો તો જરૂર ચિત્તની શાન્તિ પ્રાપ્ત કરશો જ. આ ચિત્તશાન્તિના વખતમાં તમને જે રસ્તો સૂઝી આવે તે અવશ્ય ગ્રહણ કરજો. એ રસ્તે જરૂર ચાલજો. કહ્યું છે કે, દુઃખ, વ્યાધિ, સર્પ, રાજા, વાઘ, ભૂંડ, બાળક, બીજાનો કુતરો, અને મૂર્ખ, એ નવ જણાં સુતાં હોય તો જેમને જગાડવાં નહીં. તેઓ સુવાડેલાં સુઈ જાય, ને ઉઠાડેલાં તુર્ત ઉઠીને ઉભાં થઈ જાય. દુઃખના પોકાર જે સુખ કે આરામ આપી શકતા નથી, તે શુદ્ધ બુદ્ધિથી સહન કરેલી સ્થિતિથી પ્રાપ્ત થાય છે.

સર વૉલ્ટર સ્કૉટે લૉકહાર્ટને કહેલા મરતી વખતનાં છેલ્લા શબ્દો પણ એ જ હતા કે “ સદ્ગુણી થા, ધાર્મિષ્ટ થા, ભલો થા. આ બિછાના ઉપર તું જ્યારે સુશે ત્યારે એ ત્રણ ચીજ શિવાય બીજું કાંઈ પણ તને આરામ, સુખ, કે રાહત આપી શકશે નહીં. ” બેલામ પણ એવી જ જીજ્ઞાસા રાખતો હતો, કે વગર ધાંધળ અને વગર પોકારે એક ધર્મિષ્ઠ પુરૂષ તરીકે મારૂં મરણ નિપજજો, અને તેના જેવો જ મારો અંત આવજો.

હે સજ્જનો! દુઃખ વર્ણવવામાં તમે સરાહવશો કે અતિશયોક્તિ કરશો, કે ચિબાવલાવેડા કરશો, કે કાવલા માવલા થશો તેમાં તમને નુકશાન જરૂર થવાનુંયે સમજ્જો. દુઃખને તુચ્છ અને હલકું તમારાથી ચિત્રાય તેટલું ચિતરશો, તો તે હશે તે કરતાં હલકું માલમ પડશે. જીવ જ્યાં સુધી સંસારને ભજે છે, જ્યાંસુધી શબ અને મુડદાં જેવા દેહને આરાધે છે, ત્યાં સુધી તે પવિત્ર થઇને ક્લેશ રહિત થતો નથી, પણ જન્મ, મરણ, તથા વ્યાધિને જ સેવનારો પશુ રહે છે! આ સંસાર કેવળ ક્લેશની જ મૂર્ત્તિ છે, તેમાં કીયા ડાહ્યા મનુષ્યને પ્રેમ થશે? તે ત્રણ પાંચ દહાડાના સંસારના ભયાનક ચિત્રને શાન્ત શબ્દો, શાન્ત આચરણ, અને શાન્ત મનથી વધાવી લ્યો.

---

## દિલાસા પત્ર ૬૩ મો.

" False happiness is like false money: it passes for a time as well as the true, and serves some ordinary occasions: but when it is brought to the touch, we find the lightness and alloy, and feel the loss."

*Pope.*

" ખોટું સુખ ખોટા પૈસા જેવું છે. એ થોડોક વખત ખરાની માફક ચાલે છે અને કેટલાક સામાન્ય પ્રસંગોએ કામમાં આવે છે: પણ જ્યારે તેને કસોટીએ ચઢાવવામાં આવે છે ત્યારે આપણને હલકાપણું અને ભેળ માલમ પડે છે અને તેની હાનિ લાગે છે."

પોપ.

અહો દાજી ! સાવકી માતાના જુલમ, સાવકી માતાની કશરેવજી, સાવકી માતાની કાનભંભેરણી, સાવકી માતાની ગુલામગીરી, અને સાવકી માતાની સતામણુાથી તું દુઃખી દુઃખી થઈ પડ્યો છે, અને તારાં ન્હાનાં ભાઈબ્હેનો ઉપર તે જે સીતમો ગુજારે છે તેથી તારી છાતી ફાટી જાય છે. ભાઈ! બાપ લાવ્યો તેમાં તું શું કરશે ? જો તમો લોકનાં ભાગ્ય ભલાં હત તો તમારી હેતવંતી ને જનક માતા જ કાં મરી જાત ! ભાઈ! સાવકી માતા તરફના સંતાપ હોય તે કરતાં બેવડા જણુાય છે. સાવકી માતા તે તો દુષ્ટ જ હોય એવી લોકોની માન્યતા જ થઈ લાગેલી હોવાથી, તે એકબારગી ભલી હોય તોએ તે નજરે ભુંડી જ આવે છે. " આવતી વહુ ને બેસતો રાજા વખણુાયાં તો વખણુાયાં. " આ જગતની એક ઍબ થઈ લાગી છે કે સાવકી માતાને શકની નજરે જ જોવી. આ સંસારની એક કમાલ ભૂંડી ઍબ છે, કે સાવકી માતા પોતાનાં સાવકાં બચ્ચાંઓ તરફ ક્રૂર નજરે અને શંકાશીલ દૃષ્ટિએ જ જોતી આવે છે. આથી પરસ્પર વિરોધભાવ ઉત્પન્ન થઈ છોકરાં અને સાવકી માતા બન્ને દુઃખી થઈ પડે છે.

હે દાજી ! મુંઝાઈશ નહીં. એની શી ચિંતા ? ઇશ્વરેચ્છા ! ઘડી તે ભોગવ્યા વગર છૂટકો નથી જ. પણુ તું જો શુભ ઇચ્છાથી સાવકી માતાને પોતાની જનેતા સમજીને માનથી વર્તશે તો જરૂર તેનું દિલ તારા તરફ ખેંચાશે જ. "સાવકી તે તો ઠાવકી." પણુ " શૉકના નામથી જ ફોક, " એ ખોટી કહેવતથી જોશે તો તેનો ખોફ જરૂર વધશે. જેની આંખે કમળો થયો હોય તેને મધ કડવું લાગે છે. જેને હડકાયલા કુતરાએ કરડેલો હોય તેને પાણી જોતાં જ ધ્રાસ્કો પડે છે. નાનાં બાળકો હડાને જોઈ ખુશ

થાય છે. લોકો સાવકી માતાના જુલમ એક બે કરીને ગણાવે છે. માસી, મામીઓ તો ખાસ કરીને સાવકી ઉપર બારીક નજર જ રાખતી રહે છે, અને છિંકયા ઠાંસ્યાની વાતોમાં છિદ્ર શોધવા જ મંડી જાય છે. પણ તે માસી મામીઓ જ પેલાં બચ્ચાંઓનાં દુઃખનું કારણ થઈ પડે છે.

બાપ તો પરણી લાવે તેના ઉપર જ મોહી પડે, એટલે હમેશાં બચ્ચાંઓનો જ વાંક તેના જોવામાં આવે છે. આથી સગાંવ્હાલાં લડી મરે છે, અને બાપનો અણગમો છોકરાંઓ ઉપર થાય છે. ઘરમાં વઢવાડ ને કુસંપ જાગવાથી ધંધારોજગારમાં બરકત રહેતી નથી. લક્ષ્મી ચાલી જાય છે અને તેમ તેમ બાપનો ક્હેર ને સાવકીનું વેર બચ્ચાંઓ ઉપર વધતાં જ જાય છે. સંપ ત્યાં લક્ષ્મી, અને કુસંપ ત્યાં અવર આવે છે.

એક લક્ષાધિપતિ શાહુકારની બાયડી ૪–૫ છોકરાં મૂકીને મરી ગઈ. તે શાહુકારનો બેહદ પ્યાર બચ્ચાંઓ ઉપર હતો. તેમાં વળી મરતી બાયડી બધાં બચ્ચાંને ખાટલી આગળ બોલાવી તેમના હાથ બાપના હાથમાં આપી બોલી ગઈ, કે "પ્રાણનાથ ! હું હતી ત્યાં વેર સંપૂર્ણ પ્યાર તમે મારા ઉપર અને આ બચ્ચાં ઉપર રાખ્યો, તેવો જ હમેશાં રાખજો. કાળસંજોગે તમે હવે પછી બીજી મારી શૉકના હેતહિતમાં પડશો; તેની મારે મના નથી, પણ આ બચ્ચાંઓ ઉપરથી મનઉતારો કદિ ના કરતા. એમને એટલા જ પ્યારથી પાંખમાં રાખજો. આપણા ઘરમાં લક્ષ્મી મા રહે છે, તે આપણા ઘરની એકેક ઉપરની મહોબ્બત અને સંપથી જ છે, માટે વઢવાડ કરીને લક્ષ્મીજીને ના છંછેડતા. જો વઢવાડ કુટુંબમાં થવા દેશો તો તમે હેરાન થશો. આ બચ્ચાંઓને

ાવે હું તમારે ખોળે મૂકી જાઉં છું; તેમની માતા પણ
ાવે તમે જ છો, માટે તેમને સાચવજો!" શાહુકારે રડતી
માંખે મરતી સ્ત્રીને કોલ આપી વચન કહ્યું, કે "હવે તું
ાઈ એટલે મારે તો બીજી કોઈ કરવી નથી. મારાં વ્હાલાંઓ
પીજી લાવું તો હાડમાર થાય, ને રોજીધંધામાં તોટો આવે.
મે બચ્ચાં ક્યાં છે! એ તો મારી આંખ પર રાખીશ! તું તે
ાતનો વિચાર ના કર, ઈશ્વરનું સ્મરણ કર, અને એ શંકાથી
ારો પ્રાણ ગુંગળાવ્યાં ન કર. તું ગઈ એટલે મારૂં તો બધું જ
ાયું. તારા શિવાય હવે દુનિયા હારી મને અકારી છે. જેવી
ાહરિ ઈચ્છા!" આમ કહી બધાં બચ્ચાંને પેટમાં હાબી જાર
જાર બન્ને રડી પડ્યાં. મરતી માતાને રડતી જોઈ બધાં નિર્દોષ
બાળકો પણ રડી પડ્યાં, અને અંતે માતા મરણ પામી.

વરસ છ મહિના તો શાહુકાર બહુ જ માયાથી સર્વ
મટપટ છોડીને બસ છોકરાંઓને બીલકુલ વ્હીલાં છૂટા નહીં
મૂકતાં તેમનાં લાડકોડ પૂરાં પાડતો.

પરંતુ વડો દીકરો સમજણી ઉમરનો હોવાથી બાપની
ઉપર શંકાની નજરથી જ જોવા લાગ્યો, કે એ તો મારી
મા ઉપર શૉક લાવવાનો જ. આખરે વરસ વીત્યા બાદ
ાવી વહુ શાહુકાર પરણી લાવ્યો ખરો. ઘરમાં સળો પેઠો.
ાડો દીકરો તોફાન કરવા લાગ્યો અને વડા ભાઈનું જોઈને નાનાં
બાળકો પણ ગુસગુસ ગતરાઈની હલુસે કરવા લાગ્યાં. એમ
કરતાં કરતાં કજીયો સળગવા લાગ્યો અને ઘરમાં કુસંપ ચાલીને
ાઢવાડ થવા લાગી. શાહુકાર ઘડીમાં છોકરાંની તરફેણ ખેંચે,
ને ઘડીમાં બાયડીનો પક્ષ પણ પકડે.

શાહુકારને ત્યાં જેમ જેમ લક્ષ્મી ઉછળી રહી હતી તેમ તેમ તે પોતાના શહેરમાં કોઈ પણ સાધુ સંત માગવા આવે તેને દાન આપતો. પોતાની હવેલી પાસે તેણે એક ધર્મ-શાળા બંધાવેલી, ત્યાં જે અનાથો આવે તેમને ઉતારા આપતો. ધર્મધ્યાનમાં પુષ્કળ પૈસો પહેલાંથી જ ખરચતો હતો. જેમ વધારે કમાય તેમ ખેરાત વધારતો જ ગયલો હોવાથી ઘરમાં રહેલાં લક્ષ્મી મા બહુ આનંદ માનતાં. આ ઠાઠમાઠ ને ધર્મધ્યાન ચાલતું હતું એવામાં એક પવિત્ર સાધુ એક દિવસે આવીને શાહુકારને ત્યાં રહ્યો. પાંચ સાત દહાડા ત્યાં રહીને તે સાધુ બીજે શહેર જવા નીકળ્યો, ત્યારે શાહુકારની રીતભાત જોઈ પ્રસન્ન થઈ તેને પોતાની પાસે બોલાવી કહેવા લાગ્યો, કે ચૈત્ર સુદિ પુનમને દહાડે પાછલી રાત્રે ૪ કલાકે તારે ત્યાંથી હવે લક્ષ્મી દેવી ચાલ્યાં જશે, અને તારો વૈભવ તુટી પડશે; માટે તે દહાડો આવતાં સુધી બેવડાં ધર્મધ્યાન કરીને લક્ષ્મીજીને કરગરીને રહેવા સમજાવજે. જો કે તે હવે તારે ત્યાં રહેશે. તો નહી જ, પણ કાલાવાલા અને આજીજી કરી જોજે. સલામ

સાધુ ચાલ્યો ગયો, કે તુરત જ શાહુકાર ગભરાઇને ધંધોધાપો છોડી દઈ પુષ્કળ હરિકીર્તન અને ભગવાનનાં ભજન કરી રાત ને દહાડો ધર્મધ્યાનમાં મશગુલ રહ્યો. આખરે ચૈત્ર સુદિ પુનમને દહાડે લક્ષ્મીજીનો જવાનો વખત થયો, કે ઉમરા આગળ આંખપાણી કરતો ઉભો. કંકુ, નાળિયેર, ચોખા, અને ઘરેણાંગાંઠાંની શેવ આગળ મૂકી રડરડ કર્યાં કરવા લાગ્યો. બરાબર ૪ કલાકે સુંદર લીલા પોષાકમાં ઉત્તમ જવાહીરોથી શૃંગારાયલી લક્ષ્મીજી બહાર જવા આવી પહોં-ચતાં જ, શાહુકારે બાયડીછોકરાંને ભેગાં કરી, ચોકચાંદણું

કરાવી સૈષથી વધાવી લઈ, જારજાર રડીને કકળીને કાલાવાલા કરવા લાગ્યો, અને લક્ષ્મીજીને વિનતિ કરવા લાગ્યોઃ

"હે માતા ! તું મને કાં છોડી જાય છે ? માતા ! મારાથી જે કાંઈ કસુર થઈ હોય તે માફ કર, પણ મને તજી ન જા !"

એમ કહી શેઠ તો લક્ષ્મીજીના પગ ઉપર માથું મૂકી પોતાનાં આંસુથી તેમ પગ ધોવા લાગ્યો.

લક્ષ્મીજીએ કહ્યું:—"હે નગરશેઠ ! તારી લાયકી, તારી ધર્મનિષ્ઠા, તારી સાહ્યાઈ, તારા સદ્ગુણો અને તારા સંપીલા ઘરનો કારભાર જોઇને તારે ત્યાં ચોક્કસ જ મુદત સુધી રહેવાનો મને નારાયણ તરફનો હુકમ હતો. હવે તારા ઘરમાં મારી શૉક જે કુસંપ છે, મારો શત્રુ જે વઢવાડ છે, મારો કટ્ટો દુશ્મન જે કજીયો કંકાસ છે, તેઓએ જ્યારે આ ઘરમાં પગપેસારો કર્યો છે ત્યારે હવે મારાથી અહીં એક ઘડી પણ રહી શકાય તેમ નથી. મારી મુદત પણ પૂરી થઈ, અને તારે ત્યાં કુસંપકંકાસ પણ વળી સાથે જ પેઠો. એટલી જ સરજત. તારી ને મારી એટલી જ લેણાદેણી હતી. વિનાશનો વખત આવે ત્યારે જ વિપરીત બુદ્ધિ પણ સૂઝે. માટે હવે તું ગમે એટલો રડે, ટળવળે, કુટે, કકળે, પણ મારાથી હવે વખત પૂરો થયો એટલે ના રહેવાય ! હવે વૈભવપુરી નામે નગરમાં એક ખેડુત જે બીજી બાયડી પરણી લાવ્યો છે, અને તે બાયડી પોતાનાં સાવકાં બચ્ચાંની સાથે પોતાના પેટનાં બચ્ચાં કરતાં અંતઃકરણથી અધિક પ્રેમ અને માયાથી વરતે છે, જ્યાં સાવકાં દીકરાદીકરીઓ પોતાની જનક માતાના કરતાં મતરાઈ ઉપર મરી મરી જઈ વ્હાલ અને પ્રીતથી તેના ખોળામાં રમે છે ત્યાં, તે સંપીલાં ઘરમાં રહેવા જાઉં છું. હવે બસ મારો પીછો છોડ; વખત ભરાયો છે. ઉઠ !"

બાયડી કહેવા લાગીઃ-"માતાજી ! એક વાર તો નારાયણ પણ ગુન્હો માફ કરે ! હવે અમે કદિ વઢીશું નહીં. તમે અમોને નહીં તરછોડો માતા ! છોકરાંઓને હું મારા પેટનાં બચ્ચાં કરતાં વિશેષ ચાહીને સંપથી રહીશ. માટે માફી આપી ક્ષમા કરો !"

છોકરાં અને સાવકી મા કરગરીને કહેવા લાગ્યાંઃ-"માતાજી ! અમે હવેથી અમારી મતરાઇને પોતાની જ મા તરીકે માનથી તાબેદાર રહીશું. આયંદે સંપથી અને સંતોષથી હળીમળીને રહીશું, માટે કૃપા કરો, ને અમારૂં ઘર નહીં વિવારી જાવ !"

સર્વની આવી કાકલુદી જોઈ લક્ષ્મીજી બોલ્યાંઃ-"વ્હાલાંઓ ! હવે મારી મુદત પૂરી થઈ એટલે એક ઘડી પણ રહેવાય તો નહીં જ, પણ તમારો બેહદ વિનય અને દૃઢ વચન જોઈ હું એટલું વરદાન દેતી જાઉં છું, કે તમારે ત્યાં દોલત કે ધન હવે વધવાનું તો નથી, પણ જે હાલ છે તે સંપથી રહેશો તો કાયમ રહેશે ! નમો નારાયણ !"

આમ કહી લક્ષ્મીજી ટીલાં કંકુ કરાવી ત્યાંથી વિદાય થયાં. શાહુકાર આંખપાણી કરતો દિઙ્મૂઢ થઈ લક્ષ્મીજીને ચાલ્યાં જતાં જોતો ઉભો જ રહ્યો, અને સર્વ બચ્ચાંઓ મતરાઇ માયને પગે પડ્યાં. મતરાઇએ બધાંને પેટમાં ચાંપ્યાં, અને સર્વેએ સમજી જઇને સંપથી વર્તન ચલાવવા માંડ્યું.

કથી કથી કથું હું તે કેટલું ન આરો ખંડિત ખુશી રહોં;
અંતે ખ્વાબશી ખલકમાં;

નથી રહેતી ઘડીભર ઠગારી તે ઠગી જાતી,
સંતાતી તે ઝલાય ન ચપળ પલકમાં;

જેની કોક માને ખુશી ખેશ અહોડવામાં,
છૈયાં અલક હલક વળી ઝાંઝર ઝણકમાં;
પેલો જાણે પેલું જુઠું, પેલું જાણે પેલો જુઠો,
વિજય જે જેને ભાસ્યું ક્યાં કાળાં ભણકમાં.

હે દાજી ! "મને કોઈ ઇજા કરે છે કે સતાવે છે, એવી ભ્રમણા જ ફેંકી દો અને તમારી આંતરિક જીંદગી બારીકાઈથી સમજીને તથા તે જીંદગીના કાનુન સમજીને તે પરથી આત્મ-સાક્ષીથી શીખી લ્યો કે, તમને ખરેખર નુકસાન તો તમારી પોતાની અંદર જે હોય તેથી જ થઈ શકે છે, બીજા કશાથી નહીં." મતરઈ માતાઓ ઘણી ઘણી એવી પણ થઈ ગઈ છે, અને થાય છે, કે જે જનક માતા કરતાં પણ સાવકાં બચ્ચાંઓ ઉપર વિશેષ વ્હાલથી પ્યાર રાખે છે. માટે પરસ્પર વિરોધ-ભાવ છોડી દો.

શહેનશાહ એનટોનિનસે એક દહાડે ઑરેલિયસની માતાને ઍપોલોની મૂર્તિ આગળ ખરા જીગરની બંદગી કરતાં દીઠી. આ ઉપરથી આગળ ઉભેલા ઓમ્યુલસ નામના તોફાની બારકસને પૂછ્યું કે, "તે આટલી બધી આર્જવ ને આજીજીથી દેવ પાસેથી શું માગતી હશે ?" ઓમ્યુલસ બોલ્યો, "સાહેબ ! એ તો એમ માગે છે, કે 'આપ વહેલા મરી જાવ, અને એનો દીકરો ગાદીએ આવે!' આવી ઘાતકી મશ્કેરીથી સાધારણ માણસની પણ કીટલી ફાટી જાય, તો એક રાજકર્તાનો તો ગુસ્સો કેમ કરીને શાન્ત રહી શકે ? આમ છતાં પાદશાહ કાંઈ પણ બોલ્યા વગર ઉલટો તેના ઉપર વ્હાલ બતાવવા લાગ્યો, જેથી તે પણ શરમાઈ જઈને એન્ટોનિયસ ઉપર બેહદ પ્રીતિ રાખવા લાગી.

હે દાજી ! અમે જેમનાથી જન્મ્યા હતા, તે તો કયારનાએ પરલોકમાં સીધાવ્યા, અને જેની સાથે અમે ઉછરીને મોટા થયા હતા તે પણ પરલોકમાં ગયા, તથા હમણાં પ્રત્યેક દિવસે પડું પડું થઈ રહેલા એવા જે અમે, તેમની અવસ્થા પણ રેતીવાળા નદીના તીર ઉપર ઉલેલાં વૃક્ષોના જેવી થયલી છે. " આ જગત, આ શરીર, અને આ બધી ઉપધિઓ કાળની રેતી ઉપર દેખાતાં મયાવી ચિત્રો સમાન છે; આધ્યાત્મિક ઉંઘની કાળી રાત્રિમાં ક્ષણે ક્ષણે બદલાતા સ્વપ્ન તુલ્ય છે. જેઓએ આ રેતીનું રણુ ઓળંઘ્યું છે, અને જેઓ બીજી દુનિયામાં જાગૃત થયા છે, તેઓએ જ સારી વસ્તુનો અનુભવ કર્યો છે, કે જે અનુભવમાં બહારના દેખાવો વિખરાઈ જાય છે, અને કુતરાં જેવાં માયાવી ચિત્રો નાશ પામી જાય છે."

શાસ્ત્રોમાં કહ્યું છે, કે ઘરમાં પ્રથમ આવતી ઑરમાન માતા પરોણા તુલ્ય છે, મહેમાન જેવી છે. માટે તેની મહે-માનદારી કરવા મંડી જવું; જેથી તેને આનંદ થશે. કોઇ મિજબાન આવ્યો હોય તો આપણે તેની પરોણાગત અચ્છી રીતે કરીએ છીએ. સાવકી પણ માતા તો ખરી, તો તેની કાં નહીં સરભરા કરીએ ?

કેરમાન દેશમાં એક બાદશાહ થઈ ગયો. તે ઘણો ઉદાર અને આતિથ્ય કરનારો હતો. તેની અતિથિશાળાનાં કમાડ સદા ઉઘાડાં રહેતાં; તથા મોટાં અને નાનાં સર્વે લોકોને માટે બધા પ્રકારની તૈયારી રહેતી; અને જે કોઇ શહેરમાં આવતું તે તેના ઉપકારની રોટલી ખાતું. તે જ્ય લગી તે શહેરમાં રહે ત્યાં સુધી તેને તે પ્રમાણે મળ્યાં જતું એક વર્ષે અઝતદૌલા તેની ઉપર ચઢી આવ્યો; પણ તેને ત

પહોંચી શકે એમ ન હતું, તેથી તેણે કોટના દરવાજા બંધ કરાવી દીધા. તો પણ અઝતદૌલા નિત્ય નિત્ય કોટ આગળ ચઢી આવતો; થોડી ઝપાઝપી થતી અને પાછો તે પોતાની છાવણીમાં જતો રહેતો. પણ જ્યારે રાત્રિ પડતી ત્યારે શત્રુની સેનાને પૂરૂં થાય તેટલું ખાણું અંદરથી કેરમાનનો સુલતાન દરરોજ મોકલાવી દેતો. એ જાણતાં અઝતદૌલાએ કહેવરાવ્યું, કે દિવસે લડાઈ કરો છો અને રાત્રે ખાણું મોકલો છો એનો શો અર્થ છે ? તેણે કહાવી મોકલ્યું કે, લડાઈ લડવાથી શૂરતા અને દૃઢતા પ્રસિદ્ધ થાય છે, અને તમારા નોકરચાકરો ઈત્યાદિ મારા શત્રુ છે, તો પણ તે પંથ કરતા મારા દેશમાં આવ્યા છે તેથી મારા મહેમાન છે, માટે મારા ભણીથી તેમને ખાવાનું નહીં મળતાં પોતાની પદરનું ખાવું પડે એ મને ઘટે નહીં. અઝતદૌલા આ વાત સાંભળીને રોયો અને બોલ્યો કે, જે માણસમાં આવી યોગ્યતા અને માણસાઈ છે તેની સાથે લડવું એ અયોગ્ય અને બાયલાપણું છે. એમ સમજી પોતાનું લશ્કર પાછું ખેંચી લઇ તે જતો રહ્યો.

> "નિજ મનસે જો મન મીલે, તો બરતે સર આન;
> મન છોડે મનસા ધલે, તો મીટે ન ખેંચાં તાન."

ખરી નેકીવાળો એક નર સર્વ હાલતમાં એકસરખી રીતે કામ બજાવ્યો જાય છે; જેની શુભ અસર કાંઈ અકસ્માત બન્યાથી મનુષ્યની નજરે બહાર પડે છે. પડતી દશામાં માણસ જૂએ છે, કે હવે તેને તેના સર્વે સાથીઓએ છોડી દીધો. તેને લાગે છે કે સર્વ ઠેકાણેથી તેની આશાભંગ થઈ અને તેના મન માંહેલી સર્વ આશા કોઈ પર નહીં, પણ માત્ર પોતાની ઉપર લટકી રહી છે. માત્ર હવે "ખુદ અને ખુદા એ બે મારી પાસે રહી ગયલાં છે તો ફૂલવું કે ફસવું" એમ બોલી

તે પોતાના નિરાશ જીવને ઉઠાડી ઉત્તેજન આપે છે, અને વિકટ કામમાં માથું ખોસે છે, મુશ્કેલીના પહાડ સાથ ટક્કર લડે છે, અને છેવટે તેને તાબે કરી પાર ઉતરે છે. તો હે દાજી ! સાવકી માતાના જુલમ હોય તો પણ તું નેકીભરેલી હિમ્મતથી, અને તારા સદ્ગુણોથી તેને તારી પોતાની કરી લે; નાશીપાસ ન થા.

તારા પિતાજીને પણ ઘટે છે, કે ધણી તરીકેના ટેકથી તેની સાથે વર્તવું જોઈએ. "શું સ્ત્રી સ્વરૂપવંતી હોય માટે પુરૂષે તેનાં લૂગડાં ધોવાં કે પગ ચાંપવા ? એવી સ્ત્રી શા કામની ? જે વસ્તુ સુખને અર્થે ગ્રહણ કરવામાં આવે, તેનાથી ઉલટું દૂષણ થતું હોય તો તે વસ્તુને શા માટે ગ્રહણ કરવી ? એવો સેવક શા અર્થનો, કે જે પોતાના સ્વામીને ખરાબ કરે ? અર્થાત્, ગધેડે બેસાડે ને લજ્જા પમાડે ! સ્વાદમાં અને જોવામાં ગમે તો અમૃત તુલ્ય હોય, પણ પરિણામે ધર્મથી અથવા શરીરથી રહિત કરે, વટલાવે, કે મરણ પમાડ એવું ભોજન સુજ્ઞ પુરૂષ કદિ કરશે નહીં; તો પછી સ્ત્રી, કે જે ખાસ કરીને પુરૂષની પરિચર્યા કરવા માટે જ સરજાયલી છે, તેની શું પતિ સેવા કરે ? "

જુઠી જગમાં ન રાખો કોઇ પર ઇતબાર યારો;
ફરેશ્તાને લીબાસે જ્યાં ફરે બદકાર યારો.—જુઠી૦
ફરેબી વાત મીઠી બોલશે ઝેરી જબાંએ;
ગલે કપટે લગાડી ફેરવે તલવાર યારો.—જુઠી૦

"જેમ વય ગયા પછી કામવિકાર નથી, જળ સૂકાઈ ગયા પછી સરોવર નકામું છે, વિત્ત ગયા પછી પરિવાર નકામો છે, ને કડવા ઘા જેવો લાગે છે. તત્ત્વજ્ઞાન થયા પછી સંસાર ખાવા ધાય છે, તેમ ટેક ગયા પછી આપત્તિમાંથી

સંરક્ષણ થતું નથી. જે દૈવી છે, જેની પરમાત્માપર શ્રદ્ધા છે, ને ગમે તેવા સંકટમાં પણ તે શ્રદ્ધા ચલાયમાન થવા દેતો નથી, પરંતુ તેને ધીરતાથી વળગી જ જાય છે, તે જ કલેશના પારને પામે છે!" તે આત્મજ્ઞાની વિચાર કરી શકે છે, કે સુખ, દુઃખ, તૃષા, હર્ષ, શોક ઈત્યાદિ ધર્મો પણ મનના અને દેહના છે, આત્માના નથી.

દાજી! તમે શ્રી રામચંદ્રજીનો દાખલો લ્યો. તે પોતાની જનેતા માતા કૌશલ્યા કરતાં પણ કૈકેયી જેવી પરમાતાને બહુ માન આપતા. વળી કૈકેયી રાણીનો પુત્ર ભરત પોતાની જનેતા કરતાં પરમાતા કૌશલ્યાનો પડ્યો બોલ ઉપાડી લેતો હતો. અરે, એટલું જ નહીં, પણ પિતા દશરથ રાજાનું રાજ્ય ભરતને મળે અને પોતે ૧૪ વરસ વનવાસ ભોગવે એવી પણ પરાઈ માતાની માગણી ખુશીથી સ્વીકારી રામે વનવાસ ભોગવ્યો હતો. તમે તમારી મતરાઈ માતા તરફ દ્વેષની નજરથી જૂઓ છો, માટે જ તે તમારા ઉપર દ્વેષ રાખતી જણાય છે. કેમકે દ્વેષ મનુષ્યના હૃદયને જૂદાં પાડે છે; લોકોને હેરાન કરવાનાં સાધનોને પુષ્ટિ આપે છે; અને પ્રજાઓને નિર્દય લડાઈઓમાં હોમે છે; છતાં અંતે મનુષ્યો આ લડાઈઓમાં ઘાતકી પરિણામોથી ત્રાસ પામી સંપૂર્ણ પ્રેમમાં અભંગ વિશ્વાસ રાખે છે. જેવું ભવિષ્ય હોય તેવી બુદ્ધિ થાય છે, તેવી મતિ થાય છે, તેવી ભાવના થાય છે; અને તેવા સહાયકો મળે છે, એમ જાણવું.

માટે હે ભાઈ! "નકામી ખાસ્તીથી તારા જીવને ગભરાવતો ના, કે ખ્યાલી વિચારોથી તારા દિલને નિરાશ કરતો ના. જે થવાનું છે તે મિથ્યા થનાર નથી, ને નહિ થવાનું હોય

તે કદિ થનાર નથી. માટે એવી ચિંતા રૂપી વિષને હરનારૂં શાંતિ રૂપ ઔષધ કાં નથી પીતો ?" શાંતિ છે તે ચિંતાનો, દાન દરિદ્રતાનો, સુશીલતા દુર્દશાનો, સદ્બુદ્ધિ અજ્ઞાનનો અને શુભ ભાવના ભયનો નાશ કરે છે. એ સોનેરી સખુનો તારા જીગરની તખ્તીમાં કોતરી રાખ. પરીક્ષા કર્યા આગમચ કોઈની ઉપર વિશ્વાસ કરતો ના, તો પણ કારણ વગર બેવિશ્વાસી ના રહેતો; તે કામ સારૂં નથી.

દાજી ! બાયરનની નાકદર માના જેવી,તથા મી૦ ફૂટ નામના નાટકકારની માના જેવી તારી માતા નિર્દય તો નથી ને ? તેઓ તો વળી ઉડાઉ હોવાથી પોતાની મોટી દોલત પણ તેમણે ખરચી ખાધી હતી. આખરે કરજ પેટે તેને તુરંગમાં જવું પડયું ત્યારે પોતાના ખુશમીજાજ લડુવા દીકરાને ચીઠી લખી કે " વ્હાલા સેમ ! કરજને લીધે હું કેદમાં છું. આવીને છોડવો. તમારી વ્હાલી માતા ઈ. ફૂટને." એના જવાબમાં ફૂટે તેને લખ્યું કે; "વ્હાલી માતા ! જેવી તું છે તેવો જ હું છું. પરિણામમાં વ્હાલી માતા તરફની ફરજનું કદજ અદા કરવાને તમારો વ્હાલો દીકરો જોકે અશક્ત છે, પણ તું જેવી માતાના દુઃખે બેહદ દુઃખી થાય છે. તમારો વ્હાલો દુઃખી દીકરો સેમ ફૂટ."

સાવકી માતાના સીતમ તો જેણે વેઠ્યા હોય તે જ જાણે. નાનાં ફુલ બચ્ચાંઓને હાથપગ બાંધી ભૂખ્યાં રાખનારી મતરાઇઓ, ચિપીયા તવેથાના ડામ દેનારી ઓરમાન માતાઓ, ખાણામાં ધતુરા અને સોમલ નાંખનારી શોકો, એ સહુના જુલમ ઉઘાડા ન પડવાનું કારણ ઘણી વાર તો બચ્ચાંઓનો પિતા જ હોય છે. " પરણેલી તો તે જેવી તેવી, ને નાતરાની તો

જોઈને લેવી," એ કહેવત પ્રમાણે આગલા ધણીનો હલ્લો ધરાવનાર ઓરતોને પરણી લાવનારા બાપો તેના ગુલામ થઈ પડવાથી, તેના સીતમ અને જુલમ સામે ટુંકારો કરી શકતા નથી. અને પરિણામે નિર્દોષ મા વગરનાં બાળકો હેરાન થાય છે.

દાજી ! ઈરાનના બાદશાહ બેહરામ જેને લોકો શીગાનશાહ કરી કહેતા હતા, કારણ કે પોતાના બાપની પાદશાહતના વખતમાં એ શીશતાનનો હાકેમ હતો; જેણે તેર વરસ રાજ્ય ભોગવી કંદેશાપુરમાં પોતાની રાજધાની સ્થાપી હતી; તે ઘણો જ દાનાંવ પાદશાહ થઈ ગયો છે. તે સંસારી લોકોને એટલી જ નસીયત કરી ગયો છે, કે જે કોઈ આ જગતના લોભ ઉપર માયા બાંધે છે તે પેલા મરદના જેવો છે, કે જે એવી સ્ત્રી સાથે લગ્ન કરે કે, જેની પાસે આગલા ખાવિંદથી મેળવેલો માલ હોય, અને તેવી બાયડીથી પેલો બેશરમ ખાવિંદ તાબેદારીની આશા રાખતો હોય. આવો ખાવિંદ પોતે કદિ સુખી થતો નથી, બચ્ચાંને દુઃખમાંથી ઉગારી શકતો નથી. " Of earthly goods the best is a good wife. A bad, the bitterest of human life. દુનિયાઈ માલમાં સૌથી સરસમાં સરસ માલ એક સારી પત્ની છે. મનુષ્યજીવનમાં કડવામાં કડવી, એક ખરાબ સ્ત્રી છે."

હે દાજી ! આપેલા દાખલાદલીલો ઉપરથી, તું જે નશીબ લાવ્યો છે તે ઉપર ઉસ્તવાર રહી મનને શાન્ત રાખી તારો ઉદ્યોગ કર્યો જા.

કરે ઉપાય કોટી કદિ બહુ તદબીરથી,
ન જાએ ફોકટ લેખ નશીબ, બને તકદીરથી.—કરે૦
એક સાંધે, તેર તુટે, અહીં છુપાવે, અહીં વછૂટે,
વેરી ઝુંટે, ચોર લુટે, છંદથી હરામે ખુટે,
કરે હજાર હુન્નર તદપિ, નસીબ વણ નથી.—કરે.

## દિલાસા પત્ર ૬૪ મો.



" After long storms and tempests overblowne,
The sun at length his joyous face doth cleare:
So when as fortune all the spight hath showne,
Some blissful hours at last must needs appeare.
Else should afflicted wights oft-times despeire."

*Spenser.*

" મોટાં તોફાનો અને વાવાઝોડાંઓ વિખરાઈ ગયા પછી સૂર્ય આખરે પોતાનો આનંદી ચહેરો ખુલ્લો કરે છે: તેમ જ જ્યારે નશીબે પોતાનું સઘળું દુઃખ દેખાડી દીધું હોય છે તે પછી આખરે થોડા સુખી સમયો આવવા જ જોઇએ, નહિ તો દુઃખી થયલાં માણસો ઘણી વખત નિરાશ થઇ જાય." સ્પેન્સર.

હે સાગર! તમે રોજના અનુભવ લો છો, તોએ દુઃખ અને મોતનાં ભયાનક ચિત્રો તમારી નજર આગળથી ખસેડતા નથી. એ તો વિઘ્નમાં વિઘ્ન વિંટળાયાં જ કરે. સંકટમાં સંકટ સમાયાં જ કરે. સુતકમાં સુતક આવ્યાં જ કરે. લડાઈમાં લડાઈ વધ્યાં જ કરે. જેની તેની જાત જેની તેની સાથે ઠોકાયાં જ કરે. વાસણ કાંઈ એકલું હોય તો અફળાય નહીં. એક રૂપિયો કાંઈ અવાજ ન કરે. વાસણમાં વાસણ મૂકીએ તો આફળાય. રૂપિયામાં રૂપિયો અથડે તો જ ખખડે. માણસ સાથે માણસ અથડાય તો જ અવાજ થાય. કુદરત, પ્રકૃતિ, અને સ્વભાવ પ્રમાણે દુનિયાનો કારભાર વગર ખટકે ચાલ્યો જ જવાનો. કુદરતને કોણે અટકાવી છે? પ્રકૃતિના માર્ગમાં નડતર કોનાથી નંખાય? જેના તેના ગુણ અને પ્રકૃતિ ઉપર જે તે જાય.

એક વેળા અકબર બાદશાહે બીરબલના આ સિદ્ધાંતને ખોટો પાડી કહ્યું, કે તોખમની તાસીર કે કુદરતનો નિયમ હું માનતો નથી. અકબરે એક બિલાડી પાળીને તેના મોંમાં મશાલ પકડી રાખવા ઘણાં વરસે શિખવ્યું, અને ચોપટ રમવા સાંજે બેઠા ત્યાં પેલી બિલાડી મશાલ પકડીને ઉભી રહી. બીરબલે જોયું કે આપણને ટાણો મારવા બાદશાહે આ ખેલ કરેલો છે. આ ઉપરથી તેણે પોતાના વિશ્વાસુ નોકરને બોલાવી કાનમાં કહ્યું, કે એક ઉંદર પકડી લાવ. પેલો નોકર ઉંદર લાઈ આવ્યો, કે બીરબલે ગુપચુપ પોતાની બાંહ્યમાં ખોશી દઈ પાસા ફેંકતાંની સાથે ઉંદરને રમતના દાવ ઉપર છોડી મેલ્યો. જેવો ઉંદરને જોયો, કે બિલાડીએ પાદશાહના જામા ઉપર જ મસાલ પડતી નાંખીને ત્રાપ મારી. જામો સળગી ઉઠયો અને બાદશાહ ગભરાઈ ગયો. બીરબલે કહ્યું: બંદે નવાજ ! જેની તેની ઓખાત જણાયા વિના ન રહે, કેમ ફાંફાં મારો છો ? દરિયાનાં પાણી કાળાં દેખાય છે તેમાં જ ચકચકિત મોતી પાકે છે, ને તળાવનાં પાણી સફેદ દેખાય છે તેમાં કાદવ શિવાય બીજું શું છે ?

> નિરમળ શીર પર જટામેં યારો, બગલા બેઠા પાનીમેં;
> મચ્છી લગી ચરણામેં, બો બુજે કોઈ સુરી દિગંબર
> ખરા હરિ કે ભજનમેં, કપટી કયા જાને મનમેં ?

દુઃખનું કલ્પિત ચિત્ર, અને મોતની વગર આકારની છબી જોઈ જોઈને, હે સાગર ! તું હરણાની પેઠે ઝાંઝવાનું જળ પીવાને અમસ્થો તલસે છે. તે એવી રીતે કે ચન્દ્રકાન્તમાં વર્ણવેલા સ્વપ્ન તુલ્ય સંસારની પેઠે. “ હરણ ઝાંઝવાનું જળ જોઈ પીવા સારૂ ઘેલા જેવું ભમે છે, પણ તે જગ્યાએ પાણી ન હોવાથી મિથ્યા

દેખાય છે, એવું એ પશુને કોણ કહે ? નિદ્રામાં સ્વપ્નું આવ્યું, અને તેમાં ઘણું દ્રવ્ય મળ્યું, લોકોને ત્યાં ખાતામાં જમે કરાવ્યું તે સાચું શી રીતે ઠરે ? ચતુર ચિત્રકારે માટીનું ચિત્ર બનાવ્યું; તે જોતાં તેમાં પ્રીતિ લાગી, પણ સાચું જોઇએ તો તે માટી છે. અનેક પ્રકારની સ્ત્રીઓ તથા હાથી, ઘોડા રાત્રે જોતી વેળા મન ભૂલી જાય છે, પણ તેને દિવસે જોઇએ તો તે ચામડાં છે. લાકડાં અને પથ્થરની અનેક પુતળીઓ બનાવેલી ઘણી ખુબસુરત દેખાય છે, પણ સાચી નજરે જોતાં તે પાષાણ તથા લાકડાં જ છે. મહેલોમાં પુતળાંઓ કહાડેલાં હોય છે, તેને જે તરફથી જોઈએ, તે તરફ દેખાય છે. તેમ બીજાં અનેક ચિત્રો જોવાથી મન ભરાઈ જાય છે, પણ તે અમસ્થો ભાસ છે ! દશાવતારના તમાશામાં સુંદર સ્ત્રીઓ નૃત્ય કરે છે ને નેત્રના હાવભાવ કરે છે, પણ તેમાં કોઇ સ્ત્રી ન છતાં તે સર્વ પુરૂષ જ હોય છે. તે જ પ્રમાણે સૃષ્ટિ અનેક રંગમાં દેખાય છે, પણ તે અસત્ છે, સત્ય ભાસે છે, પરંતુ તે અવિદ્યા–અજ્ઞાનનો બહુરૂપી ખેલ જ છે. જૂઠું સાચા જેવું દેખાય પણ જ્ઞાનીએ તેનો વિચાર કરવો. કેમકે આપણી નજર ઠેકાણે ન હોવાથી જે ભાસે તે સત્ય કેમ મનાય ? ઉપર નજર કરી જોતાં આકાશ ઉંધું દેખાય છે અને તે પાણીમાં જોતાં ચત્તું દેખાય છે, તથા વચમાં તારાઓ દેખાય છે, પણ સાચું કાંઈ જ નથી; સર્વ દેખાવ માત્ર છે. રાજાએ ચિત્રકાર કને સર્વ સભાની તસવીરો કઢાવી તે જોતાં આબેહુબ તેઓ જ છે એમ લાગ્યું પણ તે મિથ્યા છે."

જેમ એક પતંગીયું પોતાનો રંગ પોતે લઈ શકતું નથી તેમ જ જે માણસ રંગીલો દેખાવ રાખે છે, અને બીજાંઓને તે ઉપર નજર કરવાને તેડે છે, તે પણ પોતે પોતાને દેખી શકતે

નથી. માટે બીજાંને પોતે કેવો લાગે છે, તે જાણવાને ભારે ઈન્તેજાર રહે છે, જ્યારે અંતરનું દુઃખ તો જૂદું જ હોય છે.

હે સાગર ! "આપણે મોતથી તો ડરવું જ ન જોઇએ. એક વિદ્વાન્ કહે કે, મોટામાં મોટું પાપ ને દરદ આપણુને જે નડે છે તે મોત છે, પણ તેનાથી જરાએ કળતર કે દુઃખાવો તો થતો નથી, એવું તે નરમમાં નરમ દરદ છે. આપણે જીવતા હોઇએ ત્યારે તે દરદ યાને મોત હોતું જ નથી; અને જ્યારે તે દરદ આવી લાગે છે, ત્યારે આપણે તે દરદ ભોગવવાને જીવતા રહેતા નથી. તમે વાસના દૂર કરો, તરત શાંતિ મળશે. સુખની શોધમાં આપણે બહાર ભટકવાનું નથી, તે આપણા પોતાનામાં જ છે; તે શોધી લેવાનું છે. બેહેસ્તનો આખો મહિમા તમારામાં જ છે. આ જીંદગીમાં જ જો આપણે સુખી નહીં નિવડીએ, તો ભવિષ્યની જીંદગીમાં સુખ મેળવવાની શા માટે આપણે રાહ જોવી જોઇએ ? શું હમણાં કરતાં ત્યારે પરવરદિગાર આપણી ઘણી સંભાળ લેશે ? આ જગતમાં જ જો સુખ શોધી નહીં લઇએ તો પછી સ્વર્ગમાં તમે તે શોધશો તેની શી ખાત્રી ? સુખ લેતાં આપણુને અટકાવનારા ચાર પહેરેગીર છેઃ અભિમાન અને લોભ, સ્વાર્થ અને અદેખાઈ. એ ચાર જ્યાં જશો ત્યાં નડશે. માટે એ ચારને આ જગતમાં જ કુદાવી જાવ તો પછી તેઓ પુંઠ પકડવાની છોડશે."

દુનિયામાં સંકટો ચાર ચીજમાં કહ્યાં છેઃ–ઘડપણમાં એકલાપણું, પરદેશમાં બિમારી અને આજારીપણું, બેરોજગારી સાથે કરજ, અને ચાલતાં લાંબે રસ્તે જવાની ફરજ. બીજાઓ જૂદી જ ચાર ચીજોમાં સંકટ માને છે. જેને જેવી વીતે તેવી તેની ખામી કાઢે. શ્રીમંતો જેને દુઃખ કહે છે,

તેને અનાથો દુઃખ માનવાને ના જ પાડશે. મગર એ બન્ને જણાની ખાત્રી તો છે જ, કે ઠંડીની મોસમ પછી ઉનાળો આવવાનો જ, દિવસ પછી રાત છે જ, મોટા તોફાન પછી મોટી શાંતિ થાય છે જ. એ તો આપણા રોજના અનુભવો છે, માટે તમને ગમે એવો અંધારો માર્ગ જણાતો હોય તોએ એ ખાસ જ યાદ રાખજો, કે વખત તે સર્વને મારી હઠાવી તમામ ગમગીનીને ચુપ કરી દેશે.

દુઃખ પડે દુનિયા વિષે, તો મનમેલ કપાય;
હેમ અગ્નિમાં બાળતાં, નિશ્ચય નિર્મળ થાય.

માનવીઓને ખુદા ઉપર અવિશ્વાસ રહેવાથી તેઓ દુઃખી થાય છે. અવિશ્વાસ રાખવાનું કારણ કુદરતના ખેલને જ્ઞાનથી તપાસવાની બુદ્ધિ ન હોવાથી તેઓ ગભરાય છે, કે તે પ્રભુ તો ઘડીમાં ધર્મીને મારે છે, ને પાપીને તારે છે. કોઈ પહાડ જેવો આદમી ચાલતાં ચાલતાં ઠોકર લાગીને મરી જાય છે, અને કોઈ ત્રણ વરસનું બાળક ત્રણ માળની બારીએથી તૂટી પડી જમીન ઉપર જીવતું બચી જવા પામે છે. રેલ્વેના બારણામાં માત્ર આંગળું આવી ગયાથી એક પીલટન મરી ગયો, ને રેલ્વેના સંડાસમાં એક બાઈ વીયાઈ પડી, તેનું છોકરૂં લાઈન ઉપર પડી ગયું, અને છોકરૂં તો જીવતું નીકળ્યું. આ વિગેરે ઉલટપુલટ દાખલાઓથી માનવી ખુદાઈ કુદરતને મદારીના ખેલ–બાજીગરની બાજી–અને નિયમ કે કાનુન વગર ચાલતો કુદરતનો કારોબાર સમજી પોતાના દુઃખમાં ધૈર્ય રાખી શકતો નથી; અથવા ભવિષ્યને માટે ભયમાં ને ભયમાં ભયભીત રહ્યાં કરે છે.

માનવી સ્વાર્થ તજે છે તો તેની સાથે જ તેનાં દુઃખોનો નાશ થાય છે. બીજાંઓને તે દુઃખ દેવાનું છોડે છે, તો તેને

બીજાંઓ તરફથી દુઃખ ખમવાનું પણ ઓછું થાય છે. જ્યારે મારા બરગસ્તે નસીબથી હાતમ જેવો સખી મરદ કંજુસ થઈ જાય, અને હું જો ફુળનો છોડવો જમીનમાં રોપું અને તેમાંથી થુવર પેદા થાય, તો પછી મારે મારૂં કપાળ કુટવું જોઇએ. હવે મારા ઉંધા નસીબની વાત વધારે શી કહું ! મેં પેલું બેહસ્તનું જાનવર હુમાએ સમજીને પાળી પોષી મોટું કર્યું. અરે સાગર! તને કાંઈ ખબર કે ? તે હુમાએ નહીં, તે તો ઘુવડ નીકળી આવ્યું. એ કીસમતની તસીર જેમ મારી છે તેમ મારી પણ સમજી લે.

પંખી બેઠું તનપિંજરે, મોહ્યું માયામાં ત્યાંયજી,
ઉડવાનું ભાન ભૂલી ગયું, સઘળું સૂઝે ન કયાંયજી !
પકડાયું મોહની જાળમાં, ફાળ કેમ ભરાયજી !
આઘું પાછું જરા ઉડતાં, જીવ પાછો તણાયજી. પંખી૰

વળગ્યું વ્યસન જેમ વ્યસનીને, મૂકયું કયમ તે મૂકાયજી;
જીવડો ઝલાયો જંજાળમાં, છૂટો કયમ કરી થાયજી ! પંખી૰

પકડી જાશે કાળ કર જ્યાં, બ્હાર નહિ ત્યાં લગારજી;
પીંજરૂં તારૂં પડયું રહે, નિશ્ચે નાશ થનારજી. પંખી૰

એટલેથી નથી છૂટવું, ભૂંડું ભ્રમણ અપારજી;
રામસેવક સુત ચેતજે, ભાગે ભયના ભણકારજી. પંખી૰

હે સાગર! દુઃખના ચિત્રને વિસારવું હોય, મોતના ભયને ટાળવો હોય, તો તેનાં હજાર દ્વારોની થોડીક કુંચીઓ રામે આપેલી છે, તેનો ઉપયોગ કરી આગળ વધ. "તારે તારો પુરૂષપ્રયત્ન છોડવો નહીં, ને કષ્ટથી કદિ બ્હીવું નહીં. સભામાં શરમાવું નહીં. ગમે તેમ થાય પણ શરત કરવી નહીં. ઘણી ચિંતા કરવી નહીં. સોબત વગર રહેવું નહીં ને પાપબુદ્ધિથી

પરસ્ત્રી તરફ જોવું નહીં. કોઈના આભારમાં જવું નહીં, ને જવું તો તેનો આભાર માથે રાખવો નહીં. કોઈ પણ બહાર જતું હોય તો 'ક્યાં જાય છે ?' એમ પૂછવું નહીં. પ્રસિદ્ધપણું છોડવું નહીં; પરાધીન થવું નહીં, ને કોઈના ઉપર પોતાનો બોજો નાંખવો નહીં. ચાડિયાને ઘેર ઘણા દહાડા રહેવું નહીં, ને પોતાની હકીકત કહેવી નહીં. પોતાની કીર્તિ વર્ણવવી નહીં, ને કંઈ પણ વાત કહીને પોતે હસવું નહીં." હે સાગર આટલી કુંચીઓના ઝુમખામાં જ તારૂં શોધેલું સર્વ મળી આવશે.

ઉદ્યોગમાં સારાનરસાંનો બુદ્ધિબળે ઉપયોગ કરે, તો વિપત્તિ શું છે તેનો તને ઝાંખોએ ઝુરાપો નહીં થાય. આકાશમાં એકાંતે ફરનારાં પક્ષીઓ પણ આપત્તિમાં આવી પડે છે, અને કુશળ પુરૂષો અગાધ જળથી ભરેલા સમુદ્રમાંથી પણ માછલાંને પકડી પાડે છે. માટે આ જગતમાં કયું કામ નઠારૂં છે અને કયું કામ સારૂં છે, તેમ કીયું સ્થાન મેળવવામાં પણ શો લાભ છે? કાળ તો હાથ લાંબો કરીને છેટેથી પણ સર્વ મનુષ્યોને પકડી પાડે છે. આ રહસ્ય સાગર! તારે સમજવું જોઈએ છે.

મત કર ભરોંસા દેહકા, જો ભસ્મ હોના પ્યારિયા,
શિર કાલ ફૂંકત હૈ બલિ, લાગી હમેશ ચલાચલી;
કયો નો કરે કરની ભલી, યહ કોન હઠ તૂં ધારિયા. મત૦
બાલક અવસ્થા ખેલમેં, યોવન ગઈ બદ ફૈલમેં;
ગઈ વૃદ્ધ ચિંતા મેલમેં, વિરથા જનમ તૂં હારિયા મત૦
નારી ચલેગી દ્વાર તક, પરિવાર ગલીયોં બજાર તક;
સુતભ્રાત મિત્ર મસાણુ તક, પરદેશ હંસ સિધારિયા. મત૦
રઘુવીરદાસ વિચારીયે, હિય ધ્યાન પ્રભુકો ધારિયે;
હરિનામ નાહિં વિસારીયે, ઈહિ સત્ય વચન ઉચારિયા. મત૦

પ્રભુનું એમ કથન છે કે, "મનુષ્યને ખરેખર મેં શુભ મુહૂર્તમાં ઉત્પન્ન કર્યું છે," "વિચારના કાગળ ઉપર લખ્યા તર્કના લેખ." આમ છતાં અભિમાને કરીને અશુભ મુહૂર્તમાં જન્મેલો હોવાનું ભાન કરીને જે જન સંકટની વેળા મગરૂરી કરે છે, તે એક વગર દવાઈનું દુઃખ છે. વિપત્તિવેળાએ હાય હાય તે એક વગર મલમનો ઘા છે, અને દુનિયાનો ભારી બોજો તે જુસ્સો છે. પશુપક્ષી જેટલી તારામાં પારખબુદ્ધિ નથી. તું જેને ધોબી જેવો ધોબી કહે છે તે પણ તારાથી ચઢતો છે, કેમકે તે સેંકડો લોકોનાં હજારો કપડાં લઈ જાય, ને કયું લુગડું કોનું તે પારખી આપે છે. પણ તું સુખદુઃખનું પોટલું પારખી શકતો નથી. તું જેને હજામ જેવો હજામ કહે છે, તેના ઉપર તું વિશ્વાસ રાખે છે, કે તે બેગાનો અજાણ્યો છતાં તેના ધારદાર હથિયાર આગળ તારૂં ડોકું આપી વિશ્વાસથી હજામત કરાવે છે. તું જેને ઘાંચી જેવો ઘાંચી કહે છે, તે એક માળની ઉંચાઈથી તેલની ધારા જમીન ઉપર મૂકેલા શીસામાં એક ટીપું પણ ઢોળ્યા વગર રેડવાની કરમત ધરાવે છે. ત્યારે તું કોણ? શાનું અભિમાન રાખે છે? મારૂં મારૂં શીદને કરી રહ્યો છે?

"જેનામાં મારૂં તારૂં વગેરે દ્વૈતભાવ નથી, જે દેહથી અલકતને જૂદી માને છે, અને હું પિંડ બ્રહ્માંડનો ધણી એવા વિચાર જેનામાં રહેતા નથી; બીજું તો શું પણ હુંપણું એ જ જ્યાં નહિ સરખું થઈ પડે છે, કાળવિભાગની પણ ભૂલવણી જેનામાં રહેતી નથી, સર્વત્ર સર્વદા એક તેજોમય બ્રહ્મ જ જેને દિસે છે, શૂન્ય રૂપ ઇશ્વરનો વિચાર કરતાં પોતે ઉત્પન્ન થયો એમ જ જેને લાગતું નથી, તેનો નાશ જ ક્યાંથી? સૃષ્ટિનો નિયમ છે, કે નાનાં નાનાં પરમાણુ પડયાં હોય તે મળી

એક મોટો પદાર્થ થાય, અને મોટો પદાર્થ હોય તે ભાગી જઈ પરમાણુ રૂપે થઈ જાય. મોટા પર ઝપાટો પડવાનો સંભવ વધારે, માટે તું નાનો છું એવું મનમાં જાણ. મોટપ તાણી લીધે ઉપાધિ ઘણી નડશે. હું જ્ઞાની, હું ગુરૂ, હું બ્રહ્મ, એવો અહંભાવ ધરવાથી કંઈ વિશેષ લાભ નથી. સૃષ્ટિમાં સઘળી જ વસ્તુ બ્રહ્મમાં બ્રહ્મ છે, બ્રહ્મ કાંઈ અમુક વસ્તુ નથી. જેમ પૈસો ટકો ઘણો એકદમ હોય એનું નામ જ ભંડાર, તેવો જ તે અખુટ ભંડાર છે. ”

ચલતી ચક્કીમેં પીસાત હે, તુલસી કહે સબ લોક;

કોઈ વીરલા સંત રહે ગયા, પરિબ્રહ્મ કાલકી ઓટ.

એક અભિમાની માણસનું દિલ શાંત દીસે છે, તો એ તે દિલ મધ્યે ભારે સંતાપ રહે છે. તેના સુખચેન કરતાં તેની જંજાળ વધારે જાણવી. તેની ચિંતા તેના મુવા પછી તેની મટ્ટીની સાથ આરામ લઈ શકતી નથી. તે એટલી તો મોટી છે, કે ઘોર મધ્યે પણ ઢંકાઈ શકતી નથી. તે પોતાના પોકળ વિચાર પોતાની હયાતીને પેલે પાર પણ લંબાવે છે. તે પૂર્વસૂચના કરીને એવું કહે છે કે તેના મરણ પાછળ તેનાં વખાણ થવાનાં; પણ જે લાગતાંવળગતાંઓએ તેમ કરવાની કબુલાત આપી છે તેઓથી તે છેવટે ઠગાય છે.

યા દુર બહરદુ દસ્ત કુનદ ખાજેહ દર કેનાર;

યા મઓજ રૂઝી અફગન્દશ મુરદેહ બ કેનાર.

અરે ! આપણો મહેરબાન શેઠ બે હાથે આપણા ખોળામાં મોતી ભરી આપે છે, અથવા તો કોઈ દિવસ દરિયાનાં મોજાંની માફક એક મુરદાં મીસાલે આપણને ફેંકી દે છે. તેમ કરવામાં

શેઠની ઇચ્છાને ચાકરે તાબે થવું જ જોઈએ. ઈશ્વરના હુકમ સામે અભિમાન તે કેવું હોય ? આવા અભિમાની મૂર્ખ શિષ્યને ઉપદેશ કરવાથી, દુષ્ટ સ્ત્રીનું પાલનપોષણ કરવાથી, અને દુઃખી મનુષ્યો સાથે વ્યવહાર કરવાથી પંડિત પણ દુઃખી થાય છે. દિલાસા દેનાર પણ સંકટ પામે છે. હે સાગર!

જગતમાં જન્મીને મોજ બહુ માણવી, એમ નહીં તો હૃદે રોષ આણો,
કાય એ માયનું કામ આ ઠામમાં, છે નહીં એમ આપે જ જાણો;
પણ બહુ પ્રેમથી નિત્યના નેમથી, આજથી થાય કાલે વધારો,
એમ ઉદ્યમ કરો, કામ શુદ્ધ આદરો, વાંદરો વ્હેમ આણે નકારો.

---

## દિલાસા પત્ર ૬૫ મો.

---

The Path of sorrow, and that path alone,
Leads to the land where sorrow is unknown.

"દિલગિરિનો રસ્તો—અને તે એકલો જ રસ્તો, કે જે જગ્યાએ દિલગિરિને કોઈ ઓળખતું નથી એવી જગ્યાએ લઈ જાય છે."

મમઈજી ! એ દુઃખના ચાળા નથી, ઘણું મનના ચાળા છે. તમે મામાજીની દલદેસરીની હાયબાય કરો છો, પણ મામાજી પોતાની દળદેસરીમાં જ મોજ માને છે. પોલ્ટીસ જોઇને બીજાંને ઉલટી થાય છે, ને બુચો મુંગો મુંગો દરરોજ પોલ્ટીસનું પાઉં મીઠું લાગવાથી બસ તે જ ખાતો માલમ પડયો

હતો. માટે જે દળદેસરીથો તમે મુંઝાવ છો, તે જ દળદેસરી મામાજીને મીઠી લાગે છે. જંજાળ પછીની આશાયેશ મામાજીને મિજબાની જેવી મધુર લાગે છે. મમઈજી! જંજાળ પછીનો તબકકો એટલે જ આશાયેશ. તમે તડકે ચાલીને પછી છાંયડામાં બેસોની તેનો તે જ છાંયડો કેવો મોજ પમાડશે ! માટે તમારે મનથી જે દળદેસરી જણાય છે, તે મામાજીને મનથી અતિ મધુર સમજજો. તમને રાંધણીમાં ને રાંધણીમાં ધુમાડો ખાયાં કરતાં જોઈ મામાજી ઉલટા તમારી કદર ખાય છે. તે ધુમાડામાં હું તો અર્ધી ઘડી ઉભો રહું તો આકુળવ્યાકુળ થાઉં છું, ને તે ધુમાડો ખાવામાં તમને મોજ મળે છે. માટે એ દુઃખના ચાળા નથી, પણ મનના ચાળા છે. કેટલાકો જન્મથી જ મહેનત મજુરીના મોટા બોજા ખમવાને સરજાયેલાં છે, પરંતુ તેથી કાંઈ એમ ઠરતું નથી, કે તેઓ તેથી દુઃખી છે, અગર તેઓની જીંદગી કંટાળાભરેલી છે.

એક રાજાની વાત કહેવામાં આવે છે, કે દર રાતે ઉંઘમાં એનું એ જ સ્વપ્નું જોતો હતો, કે "તે ભિખારી છે!" જ્યારે તેના જ રાજ્યમાં રહેતો એક ભિક્ષુક દર રાતે એવું જ સ્વપ્નું જોતો હતો, કે "તે રાજા છે! અને મહેલમાં રહે છે!" ત્યારે રાજામાં અને ભિખારીમાં ફરક શો? પહેલો છે તે દહાડે રાજા ને રાત્રે ભિખારી; ને બીજો છે તે રાતે રાજા ને દિસે ભિખારી.

ઈશ્વર તો સર્વને સરખી આંખે જુએ છે. પરંતુ જેને તેને કર્મના દરજ્જા પ્રમાણે સુખદુઃખ વહેંચી આપેલું હોવાથી, જે સુખ કે દુઃખ બીજાનું આપણે જોઈએ તે સુખ કે દુઃખ આપણા સુખ કે દુઃખ સાથે અદલબદલ થયેલું જોવા આપણે ઇચ્છીએ

છીએ. પરંતુ ગદ્ધાના લીંડે પાપડ થાય તો અડદમાંગનો ભાવ કોણ પૂછે ?

માણસના મન ઉપર એક જ છાપ તેના દુઃખદર્દને મારી હઠાવવાને બસ છે, અને તે વિશ્વાસ. જેમ નર્કના કીડા નર્કમાં જ વસવાને રાજી છે, તેમ ઉકરડા ઉપર વસનારને મહેલમાં રહેવું ગમતું નથી. દેવળમાંનું પાણી પીવું ને ઝેરનો પ્યાલો પીવો, એ ઘણાંકો બરાબર ગણે છે, છતાં એક દર્દી બાઈનું નહીં જ સારૂં થાય એવું દર્દ છતાં, પાદરીએ દેવળમાંનું પાણી પીવા કહેતાં તેણે તે પીધું, ને તેનું દર્દ દફે થયું ! કોઈને તમે સારૂં રહેવાખાવાનું આપો તો તેને તે દુઃખ આપનારૂં થઈ પડે છે.

ગર ઉસને કહા સએર કરો જાકે જહાંકી,
તો ફિરને લગે જંગલો બીમાર જહાંકી;
કુછ દશ્તો બિયાબાંમેં ખબર તનકી ન જાંકી,
ઔર ફેર જો કહા સએર કરો હુરને બુતાંકી.
તો ચશ્મો રૂવો ઝુલફોં ખતો ખતો ખાલમેં ખુશ હુએ.

માટે હે મમઈજી ! તમે માગો તે જ કાંઈ સર્વને માટે સુખનું હોતું નથી. ઈશ્વર તો સમજીને જ આપલે કરે છે. ભૂંડો પણ ઈશ્વર પાસે સુખ જ માગે છે, ને ભલો પણ સુખ જ માગે છે. બે શત્રુઓ લડે ત્યારે ઈશ્વરની બન્ને એકેક કરતાં ચઢતી પ્રાર્થના કરે, તો પણ એક જિતે ને બીજો હારે. પણ યાદ રાખવું કે એક ગમથી પાંચ હાર્યા તો બીજી ગમથી વ્યાજવટાવ સાથે હક્કનું હશે તો દશ ગણું તે માલેક આપશે જ. માટે તેને જ પકડી રાખવો. કૌરવ પાંડવોના મહા યુદ્ધ વખતે અર્જુને પાંડવોનો પક્ષ પકડવા શ્રી કૃષ્ણ ભગવાનને દ્વારકા જઈ વિનતિ

કરી લડાઈનું આમંત્રણ કર્યું અને દુર્યોધને કૌરવોના પક્ષમાં લશ્કર મોકલવાનું શ્રી કૃષ્ણને આમંત્રણ કર્યું. બન્નેએ એક-સરખી એકી વખતે અરજ કરી. શ્રી કૃષ્ણે બન્નેને હા કહી. શરત એટલી જ કે દ્વારકાના રાજ્યનું તમામ લશ્કર જેને જોઇએ તેણે એક ગમથી માગવું, ને બીજી ગમથી એકલા શ્રી કૃષ્ણની માગણી કરવી. દુર્યોધને તો લશ્કર માગ્યું, પણ અર્જુને એકલા શ્રી કૃષ્ણને માગ્યા. અર્થાત્, જેણે આ દુનિયામાં ફત્તેહ મેળવવી હોય તેણે સામગ્રી કરતાં સામગ્રીના રચનારની મદદ માગવાથી જય મળશે.

ઈશ્વરની ભક્તિ એ જ ઉત્તમ માર્ગ છે. જે માતાઓએ કીર્તિવંત પુત્રો ખરી શ્રદ્ધાથી ઈશ્વર પાસે માગ્યા તેઓને તેણે માનવંત પુત્રો જ આપ્યા છે. જે માતાઓએ પૈસાને હૈડે ધરી પૈસાકમાઉ દીકરાઓ માગ્યા તેઓને તેણે તેવા જ પુત્રો આપ્યા છે. ઈશ્વરને ત્યાં કાંઈ ખોટ નથી, પરંતુ તમારી માગણી જ સચોટ અંતઃકરણની હોવી જોઇએ. સુથારડીઓએ પંડિતપુત્રો ને કારિગર બેટા માગ્યા અને તેઓની કુખે તેવા જ બેટા અવતર્યા. સુથારડી માતાઓની કુખે ઇનીગો જોન્સ જેવો શિલ્પશાસ્ત્રી, હૅરીસન જેવો કાળમાન યંત્ર બનાવનાર, જૉન હંટર જેવો પ્રાણુવિદ્યાવેત્તા, રોમને અને ઓપ્યે જેવા ચિતારાઓ, પ્રોફેસર લી જેવા ભાષાશાસ્ત્રી, અને જૉન ગીબ્સન જેવો શિલ્પશાસ્ત્રી અવતરેલા હતા, અને ગરીબ સુથારડી માતાઓના અરમાન પૂરા પાડ્યા હતા. તેમ શ્રીમંત માતાઓએ વગર દિલથી જેજે મુરાદો ચાહી, તે સર્વ નિષ્ફળ નિવડ્યાના દાખલા પણ ઠેકઠેકાણે બનેલા છે. તેઓએ શ્રીમંતાઈના તોરમાં જેટલા ભક્તિભાવથી ઈશ્વરને ઓળખ્યો નથી,

તેના કરતાં બેવડા વિશ્વાસથી ગરીબ માતાઓએ તેની યાચના કરેલી છે. આફ્સોસની હાય મારીને શ્રીમંતની મોટે ઘરની બાઈ સાહેબોને ઈશ્વરી દંડુકા સહન કરતાં અમે સાંભળી છે.

દાદ ચાહતે હયે તેરી સરકો હમ હરબાર ઝુકા–દાદ લે તુ અએ ખુદા.
અબે બારાંને રહેમ હમપે અએ કીરતાર ઝુકા–કતરએ મેહેર ગીરા.
દરદસે દિલપે સીઆહીકી ધટા છાઈ હયે–આઇ સૌદાઈ હયે.
જાન ગમ સહેનસે એહ હોટોંકે તક આઇ હયે–દિલ તો હયે આર હુવા.
ગુલશને અરમાંપે હમારે હએ બેજાં કુક ગઇ–શાખ બાકે ન રહી.
ગુલ તો મુરઝાએ ગએ કલીઆંભી સબ સુક ગઈ–શજર કો ઈન રહા.
બરકે આજાબ ચમકતી મએ ખુદાયા હમપે–અબ્ર છાયા હમપે.
હયેફ્ કીસને એહ ગજબ અયેસા ગીરાયા હમપે–જીએ કયું કરકે ભલા.
ગરદીશે અફ્લાકને અબ જેર કીએ હએ અફ્સોસ–ધોકે દીએ હયે અફ્સોસ.
સર ઉપર કોહે અલંમ ચુપકે લીએ હયે અફ્સાસ–બખ્ત ઉલટા હયે ફીરા.
જંજીરે સૌદાઇમેં પા બંદ હુવા હયે અસમાસ–દિલકી ટુટી હએ આસ.
અદના ઓ આલા હયે સબો રોજ તો રંજસે ઉદાસ, દરદ કર અબ વોહ દફા.
સુરતે 'આરામ' દીખા ફેર યહાં યજદાં હમકો, રખ ન તલપા હમકો,
રહેમસે ઉસકો છુડા ઔર કર ખંદા રમકો–મેહેરસે મરજ મીટા.

અરેરે ! શ્રીમંતો પોતાની ચઢતીથી ફુલાઇ જઇને કેવા ઈતરાત કરે છે, ને પાછળથી કેવા પડતીમાં ધુળે રગડાતા જણાય છે, તેનો જો ગરીબો ખ્યાલ કરતા હોય, તો તેઓ શ્રીમંતને ત્યાં જન્મ લેવાની હોંસ જરૂર જ ભૂલી જાય. મહાન ગણિતશાસ્ત્રી ને ખગોળવેત્તા લૅગરેન્જનો પિતા ટયુરીન ખાતે લડાઇવો ખજાનચી હતો. શ્રીમંત હતો. સુખી હતો. ચઢતીની ટોંચે ચઢેલો હતો. પરંતુ સટ્ટાપંજાની મ્હોકાણમાં તેનું કુટુંબ તદ્દન પાયમાલ થઈ ગયું, ને અન્નને અને દાંતને વેર પડવા જેવું થઈ ગયું ! આ

કંગાલીયતમાં સપડાયલા કુટુંબમાં લૅગરેન્જ ઉગી નિકળ્યો, અને પોતાની ચઢતી, કીર્તિ, તથા સુખને માટે તે પોતાના કુટુંબની પડતીને જ આભારી લેખતો હતો. તે કહેતો કે, "જો હું શ્રીમંત હોત તો ભાગ્યે જ ગણિતશાસ્ત્રી થાત ! હું જો શ્રીમંત બાપનો શ્રીમંત બેટો જ રહેવા પામત, તો આઇતી દોલત મને અયાસી બનાવત, અને અભિમાન, તુંડાઈ, તથા અહંકાર જેવા દુષ્ટ રાક્ષસો મારા ઘરમાં પેસીને મારૂં સત્યાનાશ વાળત."

મમઈજી ! હવે તમે બિછાનું તો દાદારની દરગાહમાં મોકલી ચુકયાં, અને હજુ સુખદુઃખના આરસામાં મોંઢું જોવાનો લોભ તમે છોડતાં નથી. શોક અને હર્ષની વાતોમાં તમારી આંખ્યો હજુએ આંસુએ ભરાઈ ભરાઈ કેમ આવે છે ? મમઈજી ! એ તમારાં આંસુ કાંઈ ખરી લાગણીનાં નહીં કહેવાય. શોક કે હર્ષ માત્ર સ્વાર્થને લીધે છે. મસાણે ગયલાં મુરદાં કાંઈ પાછાં આવે છે, કે પાડ-પડોશીમાં નખરસખર થાય છે ત્યારે તમે અમથાં લોકજોણું કરવા થકી જીવને કુહરાવો છો ? આંખપાણી કરવાનું તમો ઘરડાંઓમાં એક જાતનું ચેટક થઈ પણ છે. એ કાંઈ ખરૂં દુઃખ કહેવાય નહીં.

મમઈ ! કુંભારનાં ઘડ્યાં, ને સ્ત્રીનાં જણ્યાં જો બધાં જ જીવતાં હોય, તો દુનિયામાં સમાય નહિ. કોઇનો જુવાન પુત્ર મરી જાય છે, ત્યારે જેઓનો કાંઈ સ્વાર્થ કે સંબંધ હોતો નથી તેઓને દુઃખ બીલકુલ લાગતું નથી; પણ તેના પિતાનો સ્વાર્થ હોવાથી તેને અનંત દુઃખ લાગે છે. એક વખત મરવું છે. કઈ ઉમ્મરમાં માણુસ નથી મરી જતું ? અથવા કેટલીએક મીલ-કત અથવા કેવી હાલત અથવા કેવો દરજ્જો રાખવાથી મોત તેની ઉપર ફાવી નથી શકતું ? ગમે તેવી કાં નહીં મીલકત

અથવા ખજાનો હોય, પણ દુનિયાની સપાટી ઉપર એવો કોઈ પણ માણસ નથી, કે જે પેલા નહીં હારમાં આવી શકે એવા દુશ્મનને હરાવી શકયો હોય, કે જે આજે લાખો વરસ થયાં દુનિયાની સપાટી ઉપર નાશ કરતો આવ્યો છે, અને જેણે હરરોજ હજારોના જાનની ખરાબી કરી છે. તેના દોરથી બચેલો કોઈ છે?

ગરીબ કે તવંગર સર્વને મોત એકસરખું મુંઝાવે છે. મરણ-વખતની વેદના માટે મમઇ! તમે અમથાં લાંબી લાંબી વાતો કરો છો. મરતી વખતની છેલ્લી ઘડી કેવી ખુશનુમા હોય છે! પ્રોફેસર જોવેટ એક વાર મરણને બિછાને પડ્યો, અને તે બરાબર મરણની અણી ઉપર આવ્યો, પણ તે કીરતારની મરજી તે વખતે તેને તેડી લેવાની હતી નહીં, એટલે તે સાજો થયો. તે પછી મોતની છેલ્લી ઘડીનો હેવાલ તેણે લખી કાઢયો. તેમાં તે જણાવે છે કે, માણસની મરતી વખતની અંતની ઘડી ઘણી જાણવાજોગ હોય છે, અને તે વખતે કાંઇએ બ્હીક યા ધાસ્તી લાગતી નથી. આ ઉપરથી તમારી ખાત્રી થશે, કે તમે ગુજરી જશો ત્યારે તમને અકળામણ થવાની તમારી કલ્પના ખોટી છે.

જેટલું એક ગરીબને મરવાનું ગમે છે એટલું પૈસાદારને મરવાનું ગમતું નથી. મોત જેટલું ધનવાનને માટે ડરામણું છે એટલું નિર્ધનને માટે નથી. પાપ અને મોત બન્ને પૈસાદારને બહુ ચાહે છે. એ બન્નેના પ્રેમમાંથી અળગા રહેવા માટે ઘણા દાનાવો પૈસાની પરવા રાખતા નથી; એટલું જ નહીં પણ પૈસાને દૂરથી જ નમસ્કાર કરે છે. ઘણા ઉમદા ખવાસના વિદ્વાનો સુખી જીંદગી જોવા માટે ગરીબ રહેવામાં મોજ સમજે

છે. પૈસાથી તેઓ દુઃખ સમજે છે. તેઓ પોતાનાં કાર્યો પૈસા માટે વેચતા નથી, પણ પોતાનાં કાર્યો માટે પૈસાને વેચે છે. સ્પૅગ્નોલેટોને માટે કહે છે કે, તેણે ઝૅનોફેનના જેવી કૃતિ કરીને પુષ્કળ પૈસો ભેગો થાય એવી રચના કરી, પણ આખરે પૈસાની અસરમાં ગુલામગીરી નહીં કરતાં ગરીબાઈ અને મજુરીને જ પસંદ કરી હતી. એક વિખ્યાત ચિત્રકારે પોતાનાં ચિત્રો બતાવી ભારે કમાઈ કરવાનો પેશો પકડયો, ત્યારે માઈકલ ઍન્જેલોએ ટીકા કરી કે, આ બાપડો જ્યાં સુધી પૈસા પેદા કરવાની ઘણી જ જીજ્ઞાસા રાખે છે ત્યાં સુધી, હું ધારૂં છું કે, તે ગરીબનો ગરીબ જ રહેવાનો ! તેણે પૈસો તો મેળવ્યો, પણ તે વાપરવાને માટે જીવવાની બહુ જ ઇંતેજારી બતાવતો હતો. કોઈનું પણ મોત તેનાથી દેખી શકાતું નહતું. કોઈ મરણની ખબર વાંચતાં જ તેનું માથું ફરતું હતું. તે હેબતાયલો ને બ્હીનેલો બ્હીનેલો માર્યો માર્યો ફરવા લાગ્યો. મોત એ શબ્દ વડે જ તે ધ્રુજી મરતો.

આ રીતે ત્યારે એક તો પૈસાદારને મોતનો ભય વધારે રહે છે; અને બીજું તો અનીતિમાં મસ્તાન બનેલા ફતૈયાને મોત ગભરાવી મારે છે. વળી ઘણીક વાર અનીતિવાન માણસો મોતના વિચારથી પોતાને જૂઠો સંતોષ આપતા પણ દેખાય છે, કે મોત આવ્યાથી આ દુનિયાની હવે પછી આવી પડનારી જંજાળમાંથી છૂટીશું. ઘણાકો પોતાના અંતઃકરણના ડંખથી કંટાળી આપઘાતો કરે છે, કે મોત તેઓની વેદનાનો છેડો લાવશે. પણ એવા ભૂલેલાઓ યાદ રાખતા નથી. કે તેઓનો એવો ખોટો સંતોષ ફોકટ છે. કેમકે મોતના પડદા પાછળ જે વધુ ચઢતા દરજ્જાની જીંદગી છે તે તો ફક્ત તે જ આત્માઓ માટે છે, કે જેઓ તેને માટે આ દુનિયામાં લાયક થયા હોય.

મમઈજી ! આ બોધ લીધાથી શું આપણને એમ નહીં લાગવું જોઈએ, કે પૈસા એ અનીતિનું મૂળ છે, ને અનીતિ એ પાપનું સ્થાન છે, અને પાપ એ જીંદગીનો ડરામણો રાક્ષસ છે, કે જે રાક્ષસ દુઃખ, સંતાપ, પિડાકારી, જફાકારી, વિપત્તિ, આફત, અને આપદાઓનો પિતા છે.

હે મમઈ ! હું તો પેલા કૉબ્ડનના જેવો જ થવાનું પસંદ કરૂં છું, કે જે અનાથ માબાપની ઝુંપડીમાં જન્મીને સુખી થનારાઓમાંનો મુખ્ય હતો, અને જેનું નામ ને કામ મારા જેવા જુવાનીઆઓ માટે એક ધડો લેવા જોગ દૃષ્ટાંત પૂરૂં પાડે છે. મમઈજી ! તે એક નાના ખેડુતનો દીકરો હતો. નાની વયમાં જ એક કારખાનામાં મજુરી કરવા તેને લંડન મોકલવામાં આવ્યો હતો, પણ જાતની ચંચળાઈ તેનામાં ઘણી હતી. તે માંદો ને માંદો ચાલ્યાં કર્યો. તેના શિક્ષકે તેને ઘણું વાંચવા બહુએ સમજાવ્યું, અને છેવટે દરદે દરદે દુઃખી થઈ ગયો, પણ રાતદહાડો બસ ઉદ્યોગમાં મચ્યોપચ્યો રહેવાથી અંતે તે એક અથંગ વાચક નિવડયો, ને વિદ્યા, હુન્નર કે સાહિત્યનો તમામ ખજાનો તેણે પોતાના માથામાં ભરી દીધો. અને નાની ચાકરીઓ ઉપરથી ખીલી નીકળી પાર્લામેન્ટનો એક અગત્યનો મેમ્બર થઈ ગયો. મમઈ ! હું કૉબ્ડનના જેવાં દુઃખ ખમવા ખુશી છું, ને તેના જેવો ખમાઉ થવા પણ ખુશી છું.

ખુદાસે જાલીમ ડરકે ચલ, ક્યા મું બતાએગા;
જબ રૂબરૂ મુનસીફકે, ઈનસાફ પાએગા.

બેહરે નિશા તો અએશમેં, હાં તું મયા હથ ડુબ;
દરિયાએ કહેરમેં તું વહાં, ગોતેંભી ખાએગા.

નાજો અદાસે સોતા હુએ, ફુલોંકી સેજ પર;
કીસ બો હુજુર બારોંમેં, બીસતર બીછાએગા.

દરબારમેં ખાલીકકે, સિઆહ રૂ ન હોકે જા;
કાસીદ કજાકા આકે તુજે, જબ લે જાએગા.

કર શુકર ન્યામતોંકા, ખાતા હુએ રાતદિન;
ફઝલો કરમસે અપને, વહાં વો ખીલાએગા.

નેકી જો તુજસે હો શકે, ઉસમેં કમી ન કર;
જો કુછ ઈહાં કરેગા જજા, વહાં તું પાએગા.

ફીરોજ કર વજીફા તું, પઝદાંકે નામકા;
ઈયે નામે પાક તુજકો, વહાં પર નીભાએગા.

---

## દિલાસા પત્ર ૬૬ મો.

"To be afraid to die, or wish for death,
Are words and passions of despairing breath.
Who doth the first, the day doth faintly yield,
And who the second, basely flies the field."

"મરવાથી બ્હીવું અથવા મરણુની ઈચ્છા કરવી, એ નિરાશ થતા માણુસના શબ્દો અને ભાવો છે. જે મરવાથી બ્હીએ છે તે થોડે પ્રયાસે હારી જાય છે. અને જે મરણુની ઈચ્છા કરે છે તે રણુમાંથી નામોશીભરી રીતે નાશી જાય છે."

હે મુલ્લાંજી! આપ જેટલા માનના ભૂખ્યા અને "મે બડા" ના તરસ્યા છો, તેટલા જ ભારા દુઃખોના અને તેટલાં જ પોટલાં અશાન્તિનાં ખભે ઉંચકી વગર હાંસલની વેઠ ઉઠાવો છો. માનપાન મેળવવાની સરસાઈ કરવા જતાં, પોતાના વિરોધીને નીચો પાડવા જતાં, અરે! માત્ર એક જ દુશ્મનનું માનભંગ કરવા, તેને હરાવવા, તેને નીચો પાડવા, તેના તરફનો લોકોનો પ્યાર ઉતારી નાંખવા, તેની લાયકીના ડુંગરને તોડી પાડવા, અને તે એક જ દુશ્મનને ગુલામ કરવા જતાં, હે મુલ્લાં! તું હજારો હજાર કમીના, તુચ્છ, અને હલકાં આદમીઓની ખુશામત ખુશામત કરીને, તેઓની તાબેદારી ઉઠાવીને, તેઓને રાજી રાખીને, તું હજારો હજારનો ગુલામ થઈ પડે છે. તેનો વિચાર કરી દુશ્મનીનું દુઃખ દૂર કરવા સર્વ સાથે નમેલો, અને ભાઈબંધી ધરાવતો થા! "કાળ પડે ત્યારે કોદરા મોંઘા, ને તડ પડે ત્યારે રાંકડા મોંઘા." તમારામાં બે તડાં પડ્યાં છે, ત્યારે તમે તમારા પક્ષની સરસાઈ અને મોટાઈને ખાતર કેવા રાંકડા લોકોને કાલાવાલા કરી તેમને તમારા પક્ષમાં ઘસડો છો! તેના કરતાં તો બહેતર છે મુલ્લાંજી! કે તડના મુખીનું માન ખાટવા કરતાં તમોએ કહેવું જોઈશે કે, "Be this most congenial to my heart, to learn the luxury of doing good સારૂં કરવાની મોજમઝાહ શીખવી એ મારા અંતઃકરણને ઘણું રૂચતું થાવ." જ્યારે તમે સર્વની સાથે ભાઈબંધી રાખશો, અને "તું બડા"ને "તું બડો" કહેતાં શિખશો, ત્યારે તમોને "મેં બડો" કરવાનો ખોટો રોજગાર કરવાનું બીલકુલ મન નહીં થશે.

જે નફાવાળો ઉદ્યોગ નથી, તેમાં શા માટે તમારૂં તન મન તાવી નાંખી પૈસાની બરબાદી કરો છો, અને

પછી દુઃખી રહો છો ? એથી ઉલટું, આપણે જ્યારે આપણાથી બનતો સારો નફાકારક ઉદ્યોગ કર્યો હોય, ત્યારે તેનાં પરિણામ માટે વગર ચિંતાએ આપણે થોભવું જોઈએ. જે માણસે અશોઈથી જીંદગી ગુજારી હોય અને મોકળે મને જંજાળ વેઠી હોય, અને સંતોષથી સહન કર્યું હોય, તેને કોણ દુઃખી કરી શકે ? તે તો જે કાંઈ આવી પડે તે શાન્તિથી સહન કરવાનો, ને જે બની ચૂકયું તેને માટે અફસોસ કરી ઘેરેઘેર ને દુકાનેદુકાન ફરિયાદ અને પોકાર નહીં કરવાનો. કેમકે આવી ફરિયાદો અને પોકારોથી કાંઈ દુઃખ કમી નહીં થવાનું, પણ ઉલટું વધવાનું; અને ફરિયાદ સાંભળનારા પણ તારૂં દુઃખ ખંડી રાખવાના નહીં.

તુલસી પર ઘર જાય કે, દુઃખ કબૂ ના રોય;
ન અપના ભરમ ગુમાઈએ, જો હોની હો સો હોય.

એક ગરીબ માણુસ કેવાં ભલાં કામો કરી શકે છે તેનું જો તું અવલોકન કરે, તો ગરીબાઈમાં તું દુઃખ નહીં પણ સુખ જ જોશે. તું જર, જોર ને માનપાન માટે તલબ રાખતો હોય, તો જર, જોર, કીર્ત્તિ કે માન સાથે વસતી જંજાળો માટે પણ તારે તૈયાર રહેવું જોઈશે. **રસ્કીન** કહે છે કે, "આપણે મત મેળવવા માટે પોકાર કરીએ છીએ, છૂટાપણા માટે ફરિયાદ ઉઠાવીએ છીએ, મોજમજાહ માટે તલબ તલબ કરીએ છીએ, પૈસા મેળવવાની જીજ્ઞાસા રાખીએ છીએ; પણ આપણામાંના થોડાઓ જ **શાન્તિ** માટે ખાહેશ રાખીએ છીએ." જે માણસ મીજલસ કે દરબારમાં ઉપર બેસવાની કે નીચે બેસવાની કાંઈએ આકાંક્ષા રાખતો નથી, જેને ઇશ્વરનું ભજન એ જ અમૂલ્ય ધન છે, જેને મનથી સંતોષ રૂપી આખા જગતનું રાજ્ય છે, તે માણસ કોઈથી ડરતો નથી, કોઈ ફીરેસ્તાની દરકાર કરતો નથી. તે મોતના

દેવતાની પણ પરવા નથી કરતો. તેવો એક ફકીર થઈ ગયો, કે જેનું મુખ્ય એ જ પદ હતું કેઃ—

હરિકા ભજન કરૂંગા એ, જમસે ખૂબ લઢુંગા એ, હરિકા૦

અહંતા મારૂં, મમતા મારૂં, ખાન જાદ કહલાવું,
મન મેરા ચોક્કસ કર રાખું, ચિત ચેતનમેં મીલાવું. હરિકા૦

રામ નામકા ઘોડા મેરા, "સીલ લગામ ચઢાવું,"
ભજનપરતાપ હાતમેં બરછી, સનમુખ લેકર દઉડું. હરિકા૦

ઓર લોક કસબકે ચાકર, મેં હજુરકા કાજી,
કામક્રોધકી ગરદન મારૂં, સાહેબ રાખું રાજી. હરિકા૦

મેં સાહેબકા સાચા ચાકર, મેરા નામ કબીરા,
સબ સંતનકુ શીશ નમાવું, જો હરિ પરખે હીરા. હરિકા૦

મુલ્લાંજી! "મનુષ્યોની નિંદા અથવા સ્તુતિ તરફ બહેરા બનજો. તે સર્વ તમને માર્ગ ચુકાવીને આડે માર્ગે દોરવી જઈ નર્કના કુંડમાં ડુબાડી દેશે. તમારૂં બેહસ્ત તમારામાં જ છે, ઉપર નીચે ના શોધો. તમારૂં દોજખ પણ તમારામાં જ છે. પહેલા કે બીજા આકાશ ઉપર ફાંફાં ના મારો. સુખના ભોગ ભોગવવા સારૂ જે વસ્તુઓ ગણી શકાય છે, તે વસ્તુનો ઉપભોગ જેટલે દરજ્જે તમે લ્યો છો તેટલે જ દરજ્જે તમે અપવિત્ર અને ભ્રષ્ટ તથા વ્યભિચારી તરીકે વર્તો છો. માટે બધા વિષયોમાં ભોગોને અને મોજમજાહોને તમે કહો કે, ચાંડાળો! હઠો, નાસો, તમારા હાથનું મને કાંઈ ખપશે નહીં."

મુલ્લાંજી! શું તમે પોતે જ આનંદ અને ખુશાલીનું મૂળ નથી? તમે કહો છો, કે હું કોઈનું ભૂંડું કરતો નથી, ને મને દુઃખ કાં? પરંતુ તમે બીજા લોકોનાં તમારી ઝેરી જબાનથી કેટલાં

કેટલાં રોજનાં ખુન કરો છો તે તમે કદાચ જાણતા નહીં હશો ! શું બંદુકથી જ કાંઈ ખુનો થાય ? શું તરવારથી જ કાંઈ લોહી રેડી શકાય ? તમે હાથે નથી મારતા ને જુબાને મારો છો.

એક રણશિંગું વગાડનારો લડાઈમાં શત્રુઓના હાથમાં પકડાયો, અને તેને દુશ્મનોએ મારી નાંખવા માંડ્યો, ત્યારે તે ઘણું કરગરીને બોલ્યો કે, "મને મારશો નહીં, મારો કાંઈ અપરાધ નથી. મારા હાથમાં હથિયાર નથી. એથી તમારી ખાત્રી થશે કે મેં કોઈને માર્યો નથી અને આયંદે પણ મારી શકનાર નથી. એક રણશિંગા વગર બીજા કશાને હું અડ્યો નથી. એવું છે. માટે ભાઇઓ ! મને કાં નાહક મારો છો ?"

તે સાંભળીને શત્રુ બોલ્યોઃ–"અરે ! એટલા માટે જ અમે તને મારનાર છીએ, કે તું તારે હાથે કોઇને મારતો નથી, પણ તું આ રણશિંગું ફુંકીને લોકોનાં અંતઃકરણમાં વેર પ્રકટ કરે છે. એવું તો તું વેર ફેલાવે છે, કે જેણે કરીને રૂધિરનો પ્રવાહ ચાલે છે, અને લોહીની નદીઓ વહેવરાવે છે."

વાર્તાનો સાર એ જ છે કે, જેણે કદિ હાથમાં તલવાર ઝાલી નથી, અથવા બંદુક પકડી નથી, અથવા બીજાં પણ કાંઈ જીવ લેનારાં હથિયાર હાથમાં ઝાલ્યાં નથી, એવો પુરૂષ પણ બીજાંનો જીવ લઈ શકે છે. આ કલહ ઉત્પન્ન કરનારી નાનીશી વસ્તુ જેને જીભ કહે છે, એમાં જે ઝેર છે, તે તો ઝેર પાયલા બાણ કરતાં પણ વધુ ખાનાખરાબી કરે છે. એનું સામર્થ્ય શું કહીએ ? એના લગાર હાલ્યાથી લોકોના પ્રાણ જાય, અને મોટાં મોટાં રાજ્ય ઉથલપાથલ થાય. એવું, કે એક એકના પ્રાણ જતાં સુધી પણ તેનો અંત આવે નહીં. માટે જીભ હલાવીને જે અનર્થ

કરે છે, તે સામાન્ય પાપનું નહીં પણ મહા પાપનું કામ કરે છે. માટે તેને શિક્ષા પણ તેવી જ થવી જોઇએ. એક ગુસ્સાભરેલો સખુન, એક નજીવો ઠપકો, અને મજાક મશ્કરીમાં નભરવસપણે બોલાયલો એક નજીવો બોલ, વરસો સુધીની ઉદાસી અને બળાપાને જન્મ આપે છે, માટે એકદમ તેને વશ થઈ જવું નહીં જોઇએ.

મુલ્લાં ! સંપૂર્ણપણે સુખી થવા ખાતર એકદમ સંન્યાસી બની જઈ, કુલે માણુસ જાતના વસવાટથી દૂર નાસવાની કશી જરૂર નથી. માણુસ જાત સાથે હળીમળીને ભાઈબંધીથી વસવાથી, ખરી વાત એ છે કે તેઓ ઉપર પડતાં દુઃખો તરફ દિલસોજી બતાવવા જતાં, આપણુને પણ ભાઈબંધ તરીકે તેમનાં દુઃખોમાં ભાગ લેવો પડે છે, પણ તે જ પ્રમાણે તેમની આબાદાની અને સુખમાં પણ ભાગ લેવાને આપણે ભૂલતા નથી.

હે મુલ્લાંજી ! નિંદક ન થવું. બીજાનું અપમાન કરનારા ન થવું. મિત્રદ્રોહી અને નીચ માણુસોના નોકર ન થવું. અભિમાની અને દુરાચારી ન થવું. તોછડાં અને પીડાકારક વચનો બોલવાનું છોડી દેવું. એટલું જો તમે કરો, તે છતાં જો સુખના ઢગલામાં તમે ન દટાઈ જાઓ, તો તમારી કરણીનો હુ જામીન થાઉં. મારી જો કોઈ નિંદા કરે તો હું તો તેને મારો હેતવંતો, કદરદાન, અને અને ખેરખાહ મહેરબાન જ કહું.

> નિંદા હમારી જો કરે, મિત્ર હમારા સોય;
> સાબુ લેવે ગાંઠકા, મેલ અમારા ધોય.

કોઈની છૂપી નિંદા કદિ પણ ખુશીથી સાંભળવી નહી; અથવા જો સંભળાઈ ગઈ હોય તો તે બીજા આગળ કરવી નહીં. કારણ,

જો કે બીજાઓની બદનામી સાંભળતી વેળા તો આપણા દિલના વેરી ખવાસને તથા ગરૂરીને કરાર વળે છે, તો પણ ધીરજથી વિચાર કરીશું તો તો આપણને એમ માલમ પડશે, કે આવી જાતના સ્વભાવથી અંતે ઘણાં જ ગેરફાયદાભરેલાં પરિણામો ઉપજે છે. જેમ ચોરીમાં સામેલ રહેનાર માણસને એક ખરાબ માણસ ધારવામાં આવે છે, તેમ જ નિંદામાં ભાગ લેનાર અને સાંભળનાર ઘણી નિંદા કરનારના જેવો જ ખરાબ ધારવામાં આવે છે. ચોરનો ભાગીયો ને નિંદાનો શરીક બન્ને એકસરખા જ ગુન્હેગાર છે. એ બન્નેને શાસ્ત્રોમાં ઠગારા અને દગાબાજ કહેલા છે, અને બન્નેને સહસ્ત્ર દુઃખો ભોગવ્યા વગર છૂટકો નથી, એમ શાસ્ત્રોની દુહાઈ ફરેલી છે.

જો દગા કરતા હય, બેશક વોહી હોતા ખ્વાર હય,
હકતાઆલાકા ઉસીપે રોજો સબ ફીટકાર હય. જો દગા૦

કીસકો ઠગનેકા તો શરીઅતમેં લીખ્ખા હય નારવા,
પર જો ઠગ હો ઉસકો ઠગનાહી હમે દરકાર હય. જો દગા૦

જયસા ઈસને થા કીયા વયસીહી પાયા હય સજા,
આખીરશ બદકારકે મુંહ પર સદા પયજાર હય. જો દગા૦

મુફતરા ચે ગુફત માલે યાફતમ બરદાશતમ,
કયા મશલ મશહુરતર યેહ ફારસી ગુફતાર હય. જો દગા૦

હવે મુલ્લાંજી તમે કહો છો, કે હું કોઈને હાથે કે પગે દુઃખ દેતો નથી; હું કોઈને માટે મારી જબાન બગાડીને ચાડીચુગલી, ગાળબેળ, તારી મારી, કે નિંદાટીકા કાંઈએ કરતો નથી, છતાં હું દુઃખી કાં રહું છું ? તેનો જવાબ સ્વામીજીએ આપ્યો છે કે, “ શંકા, બદ ઈચ્છા, ખોટાં વમાસણ, અને ભીતિથી જ તમે દુઃખીયારી હાલતને તમારા ઉપર

ખેંચી તાણીને લાવો છો. ગમે એવા પ્રસંગે કે ગમે એવા બનાવથી તમારી શાન્ત હાલત અને સ્વસ્થતા ડગમગવી કે ચળવી ન જોઇએ. કિંવા તમારે આશ્ચર્ય પામવું ન જોઇએ. તમે સર્વસ્વ છો, દેહ ઉપરની દહેશત ઉપજાવનારી દેહદ્રષ્ટિ દૂર કરો. ઉનનાં ગરમ કપડાંઓથી શણગારેલો ખાસો સાડા-ત્રણ મણનો દેહ એકાદ નાના ફટાકડાના અવાજથી, નાના સરખા ઉંદરડાથી, પાંદડાંના સાધારણ ખખડાટથી, અરે અમથા ઓળા ને છાયાથી પણ ડરીને તમારો દેહ પાછો પડે, એ શું હસવા સરખું નથી ? તમારા મનમાં જો પ્રેમ હશે તો બહાર પણ તે તમને મળશે. તમારા હૃદયમાં દ્વેષ રાખશો તો તે બહાર પણ દ્વેષ અને અદેખાઈ ઉત્પન્ન કરશે. તમારા અંતઃકરણમાં લુચ્ચા, ઠગારા, બદમાશો, જાસુસો, જાદુગરો, મકકારે ઓરતો, કશરેવજ મદારીઓ વિગેરેની બ્હીક રાખશો તો જ્યાં જશો ત્યાં તમને તે લોકો જ દૃષ્ટિએ પડશે. સ્વાર્થ અને લુચ્ચાઈની કલ્પના કરશો તો તે પણ તેટલાં જ તમને મળશે. સ્વાર્થ અને લુચ્ચાઈ જ તમને ચોમેરથી ઘેરશે, માટે બ્હીશો નહીં. પોતાના અંતઃકરણમાં શુદ્ધતા, પવિત્રતા, નેક વમાસવું, એવા સારા ઈચ્છિવાના વિચારો લાવો, એટલે અશુદ્ધ, અમંગલ, અશુભ, દુઃખ, વિપત્તિ, કંઈ જ તમારી સામે આવી શકશે નહીં." ભૂંડું કરવાથી ને ભૂંડું બોલવાથી જેટલાં દુઃખ થાય છે તેના કરતાં બેવડાં દુઃખ ભૂંડું ચિંતવ્યાથી થાય છે.

જો ઔર કીસીકુ નાહકમેં કોઈ જુઠી બાત લગાતા હએ,
ઔર કોઈ ગરીબ બેચારા હએ, હક નાહકમેં લુટ જાતા હએ,
વોહ આપભી લુટા જાતા હએ, ઓર લાઠી માથી ખાતા હએ,
જો જેસા જેસા કરના હએ, ફીર વેસા વેસા પાતા હએ.

અરે ! જેઓ ખુદાને માનતા નથી, અને નાહકનો પોતાના જીવને સંતાપ દેખડાવી હેરાન થાય છે, તેઓ જો તે સાહેબની સેવા બજાવવા ખરી કાળજીથી મંડે, તો કેટલું સુખ પ્રાપ્ત કરી શકે! દુનિયાની જે ઠગારી લાલચો, જે પહેલાં તેઓને મજાહ આપી પાછળથી દિલગીરી તથા પસ્તાવામાં ગરકાવ કરે છે, તે ઠાલી પરપોટાઓને ખરા દિલથી ધિક્કારતાં ત્યારે જ તેઓ શિખશે.

કરી દીર્ઘ દૃષ્ટિ, અનુમાન કીધું,<br>
બધા લોકને જોઇતું સુખ દીધું;<br>
દશા દેવ દેતો નથી કોઈ પૂરી,<br>
પ્રપંચી પીડાઓ મટાડે સબૂરી.

ખરા જીગરથી જો તે કીરતારની એબાદતમાં મન લગાડીશું, તો આપણી આ દુનિયાની કાંઈક મોટામાં મોટી ઈચ્છા પણ તે સાહેબ પાર પાડી આપશે. ખરા ધર્મની મોજ મધુર તેમ જ સ્વચ્છ છે, જે અહિં વધુ અને ધ્રુવ ફેલાવો પામી તે મીનોઈ જેહાનમાં પૂરેપૂરી સંપૂર્ણતા મેળવે છે. જયોર્જ હરબર્ટ કહે છે તેમ જેની ઇચ્છા, દૃઢ ઈચ્છા એવી છે કે બીજાઓએ મારી સેવા કરવી, તેણે ધીરજ રાખવી જોઇએ. જરૂર જ માગ્યા પ્રમાણે મળશે, અને શોધ્યા પ્રમાણે જડશે. પણ ધૈર્ય સઘળાં કાર્યને હાથ કરશે. ગેલીલીને ન્યુટન દૃઢ ઈચ્છાની સાથે ધૈર્યવાળા ને ખુશમીજાજી હોવાથી ફત્તેહ પામ્યા હતા. અલ્લાતાલા ઉપર વિશ્વાસ રાખ. પછી દૃઢ શુભ ઈચ્છા કર, બાદ કામ ઉપર મંડયો જા. પછી જોજે કે એક યા બીજા રૂપે તારી મનકામના પાર પાડયા વિના તે રહેતો નથી.

જરમનીવાળા જાણીતા સબૂરીવંતા વિદ્વાન બુધરે કિમિયાની શોધ કરવા માંડી, અને કિમિયાની તો શોધ નહીં થઈ, પણ ઉત્તમ જાતનાં કોરી કામનાં વાસણો બનાવવાનું તેને આવડયું, અને તેથી તેથી તેણે ભારે જહેમતના પરિણામમાં ભારે દોલત અને કીર્તિ મેળવી. આ ઉપરથી તેણે પોતાના દરવાજા ઉપર એવો લેખ લખ્યો છે:–"મહાન તે ઈશ્વર, જે પેદા કરનાર; સોનું બનાવનારને કીધો કુંભાર."

શુભ કર્મ યાને નેકીનું કામ કરીને મનુષ્ય બે ઘડી જ જીવે તો તે પણ શ્રેષ્ઠ છે. તે ૧૦૦ વરસ જીવ્યો કહેવાય. આ દુનિયાનાં અને આવતી દુનિયાનાં ઉલટાં દુષ્ટ કર્મ કરીને ૧૦૦ વરસ જીવવું એ દુઃખદાયક છે. તેવાં નઠારાં જ દુ:ખી ને હેરાન થઈ જગત ઉપર બોજો થઈ પડે છે. જેની છાયા નીચે પશુઓ નિદ્રા કરે છે, જેનાં પાંદડાંઓ ઉપર પક્ષીઓનાં ટોળાંઓ ચારે તરફ બેસી રહે છે, જેનાં કોતરોમાં કીડાઓ વાસ કરે છે, જેની ડાળીઓ ઉપર વાંદરાઓ વાસો કરે છે, તથા જેનાં પુષ્પોનો રસ ભમરાઓ વિશ્વાસથી પીએ છે, આવાં જે ઝાડ પોતાનાં સર્વ અંગોથી ઘણા જીવસમુદાયને સુખ આપે છે, તે ઉત્તમ ઝાડ સત્પુરૂષોએ વખાણવા યોગ્ય છે; અને આનાથી બીજું, અર્થાત્ નિરૂપયોગી ઝાડ પૃથ્વી ઉપર ભાર રૂપ છે.

---

## દિલાસા પત્ર ૬૭ મો.

———:o:———

" But now will canker sorrow eat my bud,
And chase the native beauty from his cheek,
And he will look as hollow as a ghost;
As dim and meagre as an ague's fit !
And so he'll die; and; rising so again,
When I shall meet him; therefore never, never
Must I behold my pretty Arthur more "

" પણ હવે દિલગિરિ રૂપી કીડો મારી કળીને ખાઈ જશે, અને તેના ગાલ ઉપરની પરિચિત સુંદરતા ઉડી જશે અને ભૂતના જેવો ફીક્કો તે જણાશે; ટાઢીયા તાવવાળા જેવો ઝાંખો અને પાતળો તે જણાશે ! અને તેમ જ તે મરી જશે; અને તેમ જ ફરી ઉઠતાં હું તેને ફરી મળીશ; માટે મારાથી હવે મારા સુંદર આર્થરને ફરી કદિ કદિ જોવાશે નહિ. "

બહેન શીરીન ! તારા ગળામાં મોતીના હાર, આંગળી આંગળીએ વિંટી, અને હાથમાં હીરાની બંગડી ઘાલી તું ખુશખુશાલ ફરે છે, અમનચમન કરે છે, તો ભલે ! પણ બીજી તારાથી હલકી બહેનપણી, જેના દિલ પર સાડી પણ પાધરી મળે નહીં. તેની હસી મશ્કેરી તું કરે, તેને તું ટોંણા ટપલા મારે, અને તેનો ધિક્કાર કરે, તો યાદ રાખજે, કે તારા હાલ તેના કરતાં પણ બૂરા થશે. માટે જે સ્થિતિ પ્રાપ્ત થઈ છે તે માટે શુકરાંના કર, પણ સરકશી ના કર. પેલા મસ્તાન બોકડાની વાત તું જાણે છે ?

તારી માફક એક મસ્તાન બોકડો સ્વછંદી ફરતો હતો. એક દહાડો બળદને હળે જોડેલો દેખીને તેને કહે છેઃ "અરે ! તું તારા ધણીને વાસ્તે ખાંધ ઉપર ઝુંસરૂં લઇને આઠે પહોર હળ ખેડે છે, એ ઉપરથી મને એવું સુઝે છે કે, તું કાંઈ અપરાધી હલકો પ્રાણી છે. તને પરાધીનપણું જ સારૂં લાગે છે, નહીં તો તું એવું કરે નહીં. જો ! હું કેવો સુખે દહાડા કાઢું છું ! હું મારા મનમાં આવે ત્યાં જાઉં છું, શિતળ છાયામાં બેસું છું, કૂદું છું, નાચું છું, બરાડું છું, તરસ લાગે છે, ત્યારે નિર્મળ ઝરણનાં પાણી પીઉં છું; અને તને તો સારૂં પાણી પણ મળવાનો સંદેહ !"

બળદ તે સાંભળીને નીચી ડોકે છાનોમાનો પોતાનું કામ કરવા લાગ્યો. થોડા દહાડામાં જ તે ગામની દેવીની જાત્રા આવી. તે દહાડે બોકડાને ધણીએ ગળામાં ફુલના હાર ઘાલી શણગારીને દેવીને બલિદાન આપવા સારૂ આણ્યો. તેના ગળા ઉપર પાળી મેલી છે, તે વખત ત્યાં પેલો બળદ આવીને તેના કાનમાં કહે છેઃ–"અરે મૂર્ખ ! તારા સ્વછંદીપણાનો અંત કેવો થયો તે દીઠો ને ? તને આજ સુધી જીવતો મેલ્યો હતો તે એટલા સારૂ જ; તો તું હવે મને કહે કે તારી અવસ્થા સારી કે મારી ?"

એ જ પ્રમાણે—

"Men's weakneses and faults are best known from their enemies; their virtues and abilities from their friends; their customs and times from their servants; and their conceits from their friends."

"માણસોની નબળાઇઓ અને દોષો તેમના શત્રુઓ પાસેથી ઘણી સારી રીતે જાણી શકાય છેઃ તેમના ગુણો અને શક્તિઓ તેમના દોસ્તો પાસેથીઃ તેમના રીતરીવાજો અને સમયો તેમના નોકરો પાસેથી; અને તેમના વિચારો અને મતો તેમના નજીકના દોસ્તો કનેથી જાણી શકાય છે."

હે શીરીન ! સાર એટલે જ છે કે, કોઈ વિપત્તિમાં હોય તેને મહેણાં દેવાં, એ નીચ, મૂર્ખ, ને ઉન્મત્ત હોય તેનું જ કામ. અગર જો માણસજાત પોતાના ભાઈબંધો તરફની દયા, પરોપકાર અને ખરૂં ઇનિસાનીયતપણું પિછાની શકે, અને તે પ્રમાણે એક બીજા તરફ વર્તતાં શીખે તો ઇનિસાન જાત ઉપરનાં આ ભવનાં અર્ધો અર્ધ દુઃખ અને સંકટ ઓછાં થયા વગર રહે નહીં. આવું શુભ પરિણામ નિપજાવવા માટે મુખ્યે કરીને એક ચીજની જરૂર જણાય છે. એ ચીજ એક સારો ખવાસ છે. શાન્ત અને સુલેહભરેલા સ્વભાવ વગર ઇનસાન જાત માટેની પરસ્પરની સુલેહ જળવાવી મુશ્કેલ છે. અરસપરસની વાતચિતમાં ઘણાકો પોતાનું ડહાપણ, કાબેલીયત, હાજરજવાબી અને બટકબોલીથી મગ્ન થતા હોય, પણ એ ચીજો એખલાસ ઘટાડવાને પૂરતી છે. આજે તું ઘરેણાંગાંઠાં વગરની થઈ તો થઈ પણ તારા અહંકારે તને નિરાધાર ને ગરીબ બનાવી દીધી છે, માટે જ તું હવે ખુણે પડીને રડે છે. તો પણ સધિયારો રાખજે, કાં કે ગરીબ ઉપર ઈશ્વરની રહેમ, બક્ષિસ, અને મદદ કોઈ વખ્તે પણ ઉતર્યા વગર રહેતી નથી.

દ્વારપાળ બલિ, ચોપદાર ઉગ્રસેન સારંગપાણી;
પાંડવનાં દાસત્વ કર્યાં, બહુ વેદે વાત વખાણી;
કુબ્જા કાંત, પત્ની પારથની, થઈ પ્રભુ પાયું પાણી રે. કૃપા પ્રભુની.

આ કાળચક્ર સદા ફરતું રહે છે. કોઈ વખત આની વિપત્તિ તેને આવે, અને તેની સંપત્તિ આને જાય. બીજું પણ આ વાતમાં જણાયું કે, જે સ્વછંદી ફરે છે, મનમાં આવે તે કરે છે, તેમનું પરિણામ અંતે ખોટું જ થાય છે; અને જે ઉદ્યોગી

છે, તે પોતાના ઉદ્યોગનું ફળ ભોગવીને સુખી થાય છે. જે નિરૂદ્યોગી, નિરંકુશ માણસો છે, તેઓનો નિર્વાહ થતો નથી. કોઈ વાર પહેરવા પૃથ્વી, ને ઓઢવા આભ, એ શિવાય તેમને કાંઈ મળતું નથી. પછી તેઓ લોકોને ઠગવા માંડે છે, બળાત્કાર કરે છે, ચોરીઓ કરે છે, એવાં એવાં કામ કરીને અને વૈભવ ભોગવીએ છીએ એમ કહીને તે નઠારાઓ ગૃહસ્થ લોકોને હસે છે તો ભલે; તે તેમના સરખું કરતા નથી, અને પોતાની મહેનતનું જે મળે તેટલા ઉપર જ પ્રસન્ન થઈ રહે છે. પણ ચોર, લુચ્ચા, ઠગ, જૂઠા, એમના કપાળમાં છેલ્લી વારે બંદીખાનું, અથવા શૂળી. માટે તેમનું આવું પરિણામ જોઈને ઉદ્યોગી જીવને પોતાની સ્થિતિ સારી લાગશે જ. બીજું, જે સ્વતંત્ર છે તે નકામાં ખોટાં વ્યસન કરે, એટલે તેમના ખાવાપીવામાં કે બીજા વહેવારમાં કાંઈ બંધ રહેતો નથી. તેણે કરીને તેમનું અકાળ મૃત્યુ પણ થાય છે.

શીરીન! તને તવારીખની ખબર છે, કે ગરીબાઈમાં જહેમત વેઠીને પોતાની અમર યાદગારી મૂકી જનારા દેશપરદેશમાં ઘણા અનાથ–નામદારો થઈ ગયા છે. હુન્નરમંદી તથા સાહિત્યમાં નામ કાઢનારાઓ પૈકી દુઃખી કુક્રોડ એક પગરખાંવાળાનો બેટો હતો. ભાગ્યોદય થયું ત્યારે પાઉં બિસ્કુટમાંથી જ સોનાના સિક્કા નીકળ્યા!

“ભાગ્યશાળીને ત્યાં ભૂત રળે, ને અકર્મીની બૈયર મરે,” એ તો કહેવત જ છે. દુઃખી ગીફ્ટસ પણ એક પાઉંવાળાનો દીકરો હતો. લીઓપોલ્ડ રોબર્ટ એક ગરીબ ઘડિયાળીનો બેટો હતો. હૈદન જેવો ગાયનકર્તા પૈડાંનાં વાહનો બનાવનારનો બેટો હતો; અને દેગ્યુરે નાટકશાળામાં પરદા ચિતારનારનો પુત્ર હતો.

પરંતુ મજુરોની ઝુંપડીમાં ચિથરેહાલ ગરીબ અવતારમાં અને દુઃખીઆરી હાલતમાં આવા હીરા પેદા થયા હતા, એ પણ ભાગ્યની વાત છે. કહેવત છે કે "ભાગ્યવાળાનાં ભૂત કમાય, અભાગીના પુત પણ ન કમાય." એ બધાં સંસારનાં ભારણો છે, તે ભારણોનો ભાર જેઓ સમજે તે જ સુખી થાય.

> વણુ સમજે સબળો સંસાર, સમજે જાય સમૂળો ભાર.
> જેમ જેમ સાચું માને જન, તેમ તેમ વાધે છે દન દન,
> અખા પ્રેત બીકણુને ખાય, ધૈર્યવાન તે કુશળે જાય.

શીરીન! હાથીનો ગુણ તું પકડ. હાથી એક પગલું જમીન ઉપર બરાબર ગોઠવાયા વગર કદિએ આગળ દોડતો કે ચાલતો નથી. પોતાના ભારને લીધે ખાડામાં ગબડી ન પડાય તેની તેને પ્રેરણા છે જ. તેમ જ દરેક માણુસ આ સંસારમાં ચાલતી વખતે દરેક પગલું ગોઠવાયા વગર બીજું આગળ ભરે, તો તેના પૂર્વ કર્મના ભારને લીધે સંસારના દગાબાજ ખાડામાં ગબડી પડી કષ્ટ અને વેદના ભોગવ્યા વગર નહીં રહે. માટે,

> જન્મ, મરણ દુઃખ યાદ કર, કુડાં કામ નિવાર;
> જીન જીન પંથે ચાલના, સોઈ પંથ સંભાર.

શીરીન! ભલે આયા દાયા ઘરમાં ઉભાઈ ગઈ તોએ તંદુરસ્તી સારૂં તો તારે કાંઇક ઉદ્યોગ કરવો જ જોઇતો હતો. કામ એ જ આપણી જીંદગી છે. તમે શું શું કામ કરો છો એટલું જ મને કહો, અને હું તમને કહીશ કે તમે કઈ પ્રકૃતિના માણુસ છો. આપણો કામ માટેનો શોખ એ જ આપણી હલકી અને અયોગ્ય ઈચ્છાઓને મારનાર છે, અને નાનાં નાનાં અસુખો અને બેચેનીને મટાડનાર છે. કોઈ પણ

માણુસ કામ અને બેચેનીથી રહિત નથી. એ તો દરેક માણુસને સરજેલું છે. જેઓ કામથી આઘા નાસે છે તેઓની પછવાડે કામ સદા દોડયાં જ કરે છે. જેઓ પોતાને કુદરતે સોંપેલાં કામો અર્ધાંભાગાં જ કરે છે, તેઓને તેટલું થોડું કામ પણ ઘણું જ વિકટ લાગે છે. લૉર્ડ સ્ટૅન્લીની" આ શિખામણ પ્રમાણે જો તું ચાલે, તો હે શીરીન ! હવાદારૂના ઢિચારા ઢિચવાની તને કાંઈએ જરૂર રહેવાની નથી. બન્યું તે બન્યું. હવે ખોટા તર્કવિતર્ક કરવાનું છોડી દે. ખાલી ખોમાં જે માફક અવાજ ખખડે છે, તે જ મીસાલ ખાલી મગજમાં કલ્પના રખડે છે.

તું કહે છે, કે 'ગરીબનાં નશીબ તે ગરીબ જ.' પણ એમ નથી. આપણે હલકાં માબાપના દીકરા હોઈએ તેથી હેબતાવું નહીં. બીજાંઓ આગળ વધી ગયાં ને આપણે પાછળ પડી ગયાં, તેથી હેબતાઇએ નહીં. સસલાને સરતમાં હરાવનાર કાચબાએ ધીમે ધીમે ચાલુ ચાલ્યાં કરવાનો ઉદ્યોગ પકડયો તેથી જ તે ફત્તેહ પામ્યો.

માઇકલ ફેરાડે લુહારનો બેટો હતો; તથા જુવાનીમાં તો ચોપડી બાંધનારને ત્યાં શિખાઉ તરીકે હતો, અને ૨૨ વર્ષની મોટી વય થઈ ત્યાં સુધી તો ચોપડી બાંધવાનો જ ધંધો કર્યો; પણ ચાલુ કોશિશને લીધે પાછળથી તો પહેલી પંક્તિનો ફીલસુફ થયો, અને પોતાના ગુરૂ સર હંફ્રી ડેવીને પણ કુદરત વિજ્ઞાનમાં ફૂદાવી ગયો હતો. કહેવત છે કે, "ભાગ્યશાળીને ત્યાં ભૂત રળે, ને અકર્મિના પુતો લાંબા થઈને સૂવે."

તને જો કોઈ માણુસ એમ કહે કે, "ફલાણા મૂર્ખા નાદાને સંકટમાં સબુરી કરી; ફલાણા દાનાવે કોઈથી ભલાઈ જોઈ અને તેના બદલામાં ભૂંડાઈ કરી; તથા ફલાણાનો હિમાયતી તેનાથી

છૂપાઈ ગયો," તો એ ત્રણે અસંભવિત વાતો કહેનારને ખરે-ખરો જૂઠો જાણવો; નહીં તો કે કોઈને જૂઠો ગણવામાં દાનાઈ નથી; કેમ કે બીજી વાતો તો સાધારણ બનતી આવી છે.

શીરીન! તું ડાહી છે, એટલે દુઃખની હયાતી માનીશ નહીં. અરબ્બીક શિખામણ એવી છે કે; "એલ્લા લા તહઝન અખા અલ બલૈયત, ફેલ્ઇ રેહમને અલતાફ ખફ્ઈયત." હે દુઃખીઆરી! કદિ પણ નિરાશ કે નાઉમેદ થઈશ નહીં. ઈશ્વરે તારે માટે તો ઘણી જ છૂપી કરમ બક્ષિસો ભરી રાખી છે, જે તને ધીરે ધીરે જ મળતી જશે. આરકેડીઆના રાજા સીપસેલ્સની બેટી અને મેસીનીઆના રાજાની બાયડી મેરોપે મેસીનીઆના બળવા વખતે જ્યારે તેનો ખાવિંદ અને બેટાઓ માર્યા ગયા ત્યારે હિમ્મત અને દિલાસાના આ જે સખુનો પોતાને કહ્યા હતા તે તું ગોખી રાખ: "મારાં વ્હાલાંઓને જમદૂતે મારાથી છિનવી લીધાં છે. હું જે એક પરણેલી જવાન બાયડી હતી તે હાલ વિધવા થઈ છું. પણ હું કાંઈ એકલી જ નથી, કે જેની ઉપર આવું દુઃખ પડયું છે. બીજાંઓએ પણ એ પ્રમાણે પોતાના બેટાઓ અને ખાવિંદો ખોયા છે!"

તારા ધણી જીવતા હતા ત્યારે તું સોળે શૃંગાર સજી બીજાંની ઠેકડી કરતી હતી. આજે ધણી નથી, ધણીની પ્રીત રહી નથી, અને કુટેલા કરમની થઈ, ત્યારે કરશે, કેમ? એ પણ હાલત ભોગવવી તે ભોગવવી જ.

તનખા હોય તો તોડીએ રે, પ્રીત ન તોડી જાય,<br>
કાગળ હોય તો વાંચીએ રે, કરમ ન વાંચ્યા જાય.

શીરીન! હજીએ સમજીને ચાલ, સંસારનાં બાણો ઘણાં તીવ્ર છે.

---

## દિલાસા પત્ર ૬૮ મો

" O Lord my God, do Thou Thy holy will,
I will lie still;
I will not stir, lest I forsake Thine arm
And break the charm
Which lulls me, clinging to my Father's breast
In perfect rest."

"હે પ્રભુ! મારા પરમેશ્વર! તું તારી પવિત્ર ઇચ્છા પ્રમાણે કર; હું તદ્દન શાંત રહીશ; રખેને હું તારો હાથ છોડીને જે મોહિની મારા પિતાની છાતીએ વળગતાં સંપૂર્ણ શાંતિમાં મને વિશ્રાંતિ આપે છે તે હું તોડું."

ઓ પરવરદિગાર! અમે નિર્દોષ ભાઈબહેન ઉપર આ તે શી જફા! અમારી અશરાફ બહેન, જે છતે વરે રંડાયલી હતી, જે કેવળ નિષ્કલંક અને નિર્દોષ હતી, તેને પરણ્યા પછી ધણીનું જરાએ સુખ તો ન મળ્યું, પરંતુ વીશનખી સાસુ અને નણંદોએ તરેહવાર તહોમતો જોડી કાઢી પતિથી વિયોગ પડાવ્યો. તે આપડીએ આખો જન્મારો ગરીબ મમસારમાં ગુજાર્યો, અને આખરે તે જ્યારે મરણ પામી ત્યારે જેને તસુના તારે પણ સાસરીયાંએ પૂછેલી નહીં, તેના ઉઠમણાને દહાડે જ અમારા ઘરમાં તે બદકારો ચઢી આવ્યાં, તેની કબાટ અને પેટી જોર-જુલમથી ઉઘાડીને અમો ભાઈબહેનનાં કપડાંચપડાં અને જણસભાવ જે અમારી વ્હાલી બહેનની પાસે જ રહેતાં હતાં તે સર્વ વિણીવિંછીને લઈ ચાલ્યાં; અને વળી સામા અમારા ઉપર

ચોરીનાં આળ મૂકી કોર્ટ દરબારે ઘસડયાં. અમારા દુઃખમાં નવાં નવાં વિઘ્ન ને સંકટો ઉમેરવા લાગ્યાં. હે ઈશ્વર ! આ તે કાંઈ જેવી તેવી આફત ! આ વિપત્તિ અમારાથી કેમ ખમાય ?

પરમેશ્વર કહે છે:-"હે દુઃખીઆરાંઓ! તમારાં પૂર્વ જન્મનાં કર્મો તમને યાદ આવતાં નથી, તેથી જ તમને ઘણું લાગે છે. અકેકું દુઃખ થોડી થોડી મુદતે ભોગવવા કરતાં સામટું તમને સહન કરવાનું મળ્યું છે તેથી શુકરાંના કરો. તમારાં આગલાં પાછલાં કર્મો માટે એ દુઃખો મારાં જ નિર્મેલાં છે, અને ભરોંસો રાખો, હું જ તે ટાળીશ. જો મારા નામથી તમે કાંઈ પણ યાચના કરશો તો હું તમારી માગણી બહાલ રાખીશ. જો તમે મારા ઉપર જ ભરોંસો રાખશો, અને મારા સખુનો તમારામાં ભરોંસાપાત્ર ઉતરશે તો તમે માગશો તે તમને મળશે. મને તો સર્વ અંતઃકરણો માલુમ છે. સર્વની ઈચ્છાની ખબર છે. મક્કરખોરા અંતઃકરણના નિસાસાને હું ધિક્કારતો નથી, અને ખરાં દુઃખીઓના પોકારો તરફ હું બહેરો નથી. તમારી બધી જંજાળો મારે માથે મારો, કારણ કે તમારી કાળજી મને જ છે. આવાં એકદમ આવી પડેલાં દુઃખો એકદમ નષ્ટ થશે. હે ગભરાયેલાં ભાઈબહેનો ! આવાં ઓચિંતાં વિઘ્નો ક્ષમા અને ધૈર્ય રાખી ખમો."

ક્રાઇસ્ટ કહે છે કે "તમે એકમેક સાથે ભાઈબંધી રાખો. તમે તમારાં આવાં નઠારાં દુશ્મનોને પણ ધિક્કારો ના. જે તમને શ્રાપ દેતાં હોય તેઓને તમે આશીર્વાદ આપો. તમારી સાથે જેઓ ધિક્કારથી વર્તતાં હોય તેઓ માટે પણ તમે પ્રાર્થના કરો, જેથી તમારો સ્વર્ગમાં રહેલો બાપ ખુશ થાય છે. કેમકે તે સાહેબે ભૂંડાંભલાં બન્ને ઉપર તડકાની રોશની નાંખવાનું

પોતાના સૂર્યને ફરમાવ્યું છે. ખોટા માણુસ કે ખરા માણુસને ત્યાં પણુ તે સાહેબ વરસાદ મોકલે છે. પવન અને પાણી દુષ્ટોને તેને જ ભલાંઓને તે બાપ પૂરાં પાડે છે. જે કામ સામ, દામ અને અને સલાહક્ષમાથી પાર પડેલાં હોય છે, તે કોઈ પણુ દિવસ વિકાર પામતાં નથી, પરંતુ તેવાં કામો તો સજ્જનોનાં મનની પેઠે હમ્મેશાં આનંદદાયક થઈ પડે છે. જે કામ સામથી અને સલાહસંપથી સિદ્ધ થાય તેવું હોય તેમાં જે ડાહ્યાં મનુષ્યો દંડનો ઉપયોગ કરે, તે સાકરથી શાંત પડનારા ચિત્તમાં કડવા પટોલનું પાન કરવા જેવું જાણુવું. માટે ક્ષમા કરો ને ધીરજ ધરો. ”

“વનો વૈરીને વશ કરશે. ” પાદશાહી રાજનીતિમાં કહ્યું છે કે એક પાદશાહના હુઝૂરિયે કાંઇક વાંક કર્યો, તેથી તે શિક્ષાને પાત્ર થયો. ત્યારે પાદશાહે પોતાના ખવાસમાંથી એક જણુને પૂછયું કે આનું શું કરવું ? તેણે કહ્યું કે, જો આ સેવક આપની જગ્યાએ હોત તો તેને ખરેખર શિક્ષા કરત. પાદશાહ કહે કે, તું જ્યારે મારે ઠેકાણે નથી ત્યારે મારે તારા અભિપ્રાય કરતાં ઉલટું કરવું જોઈએ; એટલે તારો અભિપ્રાય શિક્ષા કરવા ભણી છે, તો મારો અભિપ્રાય તેને ક્ષમા કરવા ભણી થવો જોઇએ. કારણુ કે, એ માણુસને તેના અપરાધે ખોટો દેખાડયો તો મારૂં ક્ષમા કરવું તેને સારો દેખાડશે. દુષ્ટ માણુસોના સંતાપવેળાએ તેને ક્ષમા આપવાથી જેટલી શિક્ષા કરી શકાય, તેટલી ભારે શિક્ષા કંટાળી જઇને ગુસ્સે થઈ વેર લેવાથી થતી નથી. કંટાળો ખાવો, ચ્હીડીઆં કરવાં એ તો આત્મહત્યા કરવા બરાબર છે.

ઘણું કલ્પાંત કરનારા તમારા મનનું વલણુ જ એવું છે કે, તમારી આસપાસની સાંકળોને તમે વધારે મજબુત બનાવતા

જાઓ છો. ખરાં નેક માણુસોને મહેનતની યા કોઈ પ્રકારની ધાસ્તી ગભરાવી શકતી નથી. "જે કદિ ભુરૂં કામ કરે નહીં, તે કદિ ધાસ્તી ધરે નહીં," એ સત્ય કરી માનો. સામેવાળાં તમારી સામે કજીયો લઈ બેઠાં છે તો તે ભાંગવાના જે કેટલાક માર્ગો છે તે અખત્યાર કરો. દિવસે તેઓ કજીયો કરે તો ગાંડાં છે એમ કહીને કજીયો મનથી ભાંજો, ને રાત્રે લડવઢ કરે તો છાકટાં છે એમ કહી સેતાન ડાબો કરો. એ પણ દુઃખનો માર્ગ બંધ કરવાનો એક રસ્તો છે. આપણા નશીબનો લેખ, આપણા કર્મની મેખ, એ કાંઈ રૂદનથી કે અકળાઈ ગયાથી મિટતાં નથી. કોઈ સુખી ને કોઈ દુઃખી એ કર્મના ચાળા છે.

એક કરે સુખપાલે સહેલ, બીજો શીર ઉપાડે હેલ;
એક મૂરખ, એક શાણો ઠરે, કરમ કરે તે કોઈ નવ કરે.
કરે ન યારી બુદ્ધિબળે, રૂપ રંગ રાગે નહીં વળે;
અનાયાસ આવી ઉતરે, કરમ કરે તે કોઈ નવ કરે.
મોટાં મોટાં જે સ્થળ શહેર, ખાલી આજ પડયાં ખંડેર,
સ્વપ્ને એ સ્થળ નહીં સાંભરે, કરમ કરે તે કોઈ નવ કરે.
અકરમીને દેવા અર્થ, પારવતી પણ થઈ ન સમર્થ;
અંધ થઇને ડગલાં ભરે, કરમ કરે તે કોઈ નવ કરે.
એક વહે હય ગાગર નીર, એક ઉપર બેસે નર વીર;
અસ્ત ઉદય આવરણે ફરે, કરમ કરે તે કોઈ નવ કરે.
હસે સુધારક અનુભવ વિના, ભુલાખીએ અનુભવી છે બીના;
વેઠેલાં દુઃખ કેમ વીસરે, કરમ કરે તે કોઈ નવ કરે.

શું તમે નમી પડશો તોએ નીચી કરેલી તમારી મુંડી છુંદવાનું સામેવાળાંઓને ગમશે ? નહીં. શું તમે તેમની આડાઈ

છતાં તમારી સભ્યતા જાળવશો તો તમને તેઓ વધુ સતાવશે ? નહીં. મહાન પુરૂષો પણ સભ્યતાથી જ દુનિયા જિતે છે. એક વાર હારૂન અલ રશીદ પાસે ઈમામ મોહમદ શીબાની ગયા. હારૂન તેમને માન આપવા સારૂ ઉઠીને ઉભા થયા, અને પોતાની સાથે શીબાનીને ગાદી ઉપર પાસે બેસાડ્યા. જ્યારે તેઓ ઉઠ્યા ત્યારે તેમને વળાવવાને પણ થોડેક લગી તેમની પાછળ ગયા. એટલે એક ખવાસે કહ્યું:– "આવાની સાથે ખલીફે આટલી બધી સભ્યતા બતાવી, તેથી બાદશાહી અને ખિલાફતનો પ્રતાપ ઝાંખો પડે છે." હારૂને જવાબ દીધો:–"જે પ્રતાપ સભ્યતા બતાવવાથી ઘટે તેના કરતાં એવો પ્રતાપ નહીં જ હોય તો સારો. અગર મહાન પુરૂષોને ઈજન ને માન આપવાથી જે પદવી ઘટી જતી હોય તે પદવી જતી રહેલી સારી."

હે દુઃખી થઈ પડેલાં ભાઈબહેનો! "જ્યારે મનુષ્યો ઉપર કોઈ પણ જાતનાં સંકટો આવે ત્યારે તેમણે ખાત્રીથી જાણવું કે, તેની ઈશ્વર પ્રતિ આસ્થામાં કચાશ, કાચાપણું, ને કાચપ છે. વ્યવહારમાં રચ્યાંપચ્યાં મનુષ્યો નિત્ય દેવદર્શન કરે છે, ઘરમાં કે બહાર જઈને ઈશ્વરસેવન કરે છે, રાત ને દહાડો હરિભજન કરે છે, તાળીઓ પાડીને હરિનું કીર્તન કરે છે; પણ જ્યારે તેમના ઉપર સંકટો આવે છે, ત્યારે તેઓ પોતે અને બીજાં ત્રાહિત મનુષ્યો પણ એમ જ માને છે કે, અહો ! આ તો મોટો સાધુ છે, ને આના ઉપર આવાં સંકટ શાં ? પ્રત્યક્ષ તે માણસમાં સાધુનાં સર્વ લક્ષણ છે, પણ તેની ટેક ઈશ્વરી ટેક, શિથિલ હોવાથી જ તે દુઃખનો ભોગી થાય છે તે કોણ જાણે છે ? તે જાતે જ જાણતો નથી, તો બીજા કોણ જાણે ?"

ભક્તજનો તો કાયર થઈ પડે છે, અને આવા સંતાપના વખતમાં હારી બેસે છે, અને દુષ્ટ જનો તો વાધરીને સારૂ આખી ભેંશને મારી નાંખે છે. એ જંગલી અને દુનિયાથી રદબાતલ માણુસોનાં કામ છે. હાથીનાં માત્ર જોડી કિમ્મતનાં દંતુશળ યાને દાંતો મેળવવાને માટે જંગલી લોકો લાખો રૂપિઆની કિંમતના હાથીઓના પ્રાણ લે છે. તેવી જ દશા દુશ્મનોએ તમારી કરી છે. તમે તમારી ભલાઈ છોડતાં ના. તમે પણ તેમના જેવા દરજ્જા ઉપર ઉતરી પડતાં ના. " શત્રુ થાય ગરમ, તો આપણે થઈએ નરમ." તેમાં જ ભલી વાર છે. જ્યારે બેહદ આફત આવી પડે ત્યારે તમે તમારા મહાન બાપની એવડી બંદગી કરજો. તે તમને મારેલાં મારેલાં પડી રહેવા નહીં દે.

રામ નામ નિત સમરો ભાઈ! સુખ સંસાર સ્વપ્નું રે;
જૂઠી કાયા માયા બસ છે, ખપનું જપ તપ જપનું રે.
લોભ મોહ મદ મત્સર છોડી, પ્રીત દાતા સત માનો રે;
અંતકાળે સગું નહીં કોઇનું, સાચો સાહેબ જાણો રે.

તમારૂં સાચું છે, એમ જગત જાણે છે, તો પછી તે સચ્ચાઈ ઉપર મુસ્તાક રહો. તમારી બહેન ઉપર તેના પતિએ ગુજારેલા જુલમ દુનિયાથી ઢંકાઈ રહેલા નથી. સત્ય સર્વદા ખુલ્લું જ રહે છે. સત્યથી પૃથ્વી રહેલી છે. સત્યથી જ સૂર્ય તપે છે. સત્યથી જ વાયુ વાય છે. સત્યથી જ સર્વ વસ્તુઓ સ્થિર રહે છે. સામાવાળા ગમે એવા બચાવ કરશે તે સારા લોકો કેમ ખરા માનશે?

હે દુઃખીયારાં ભાઈબહેનો! આવાં દુર્જનોનો સંગ તજી દઇને સાધુ પુરૂષોના અને નેક માણુસોના સમાગમનું સેવન કરો.

રાતદિવસ પુણ્ય કર્મો કર્યા કરો, અને સંસારની નાશવંત વસ્તુ-ઓને બદલે અવિનાશી પરમાત્માનું સ્મરણ કરો. તે પરવરદિગાર તમારા ઉપર શાથી રાજી રહેશે ? તે બાપ સામેવાળાઓની તરફેણદારી તજીને તમારો પક્ષ શાથી પકડશે ? આવાં મહા-ભારત દુઃખોમાં પણ તમે શત્રુઓ તરફ ક્ષમાદૃષ્ટિથી જોશો તેથી જ. બગદાદના પાદશાહ મામુન ખલીફાનું કહેવું એમ છે કે, " કોઈ મને પૂછે કે, સ્વાદ શામાં છે ? તો હું તેને એવો જવાબ આપું કે, ક્ષમા કરવામાં; અને તે એમ પૂછે કે, પ્રસન્નતા શામાં છે ? તો તેને હું કે અપરાધ કરનાર કાલાવાલા કરે તેને અમે જતો મૂકીએ તેમાં." સિકંદરે ઍારિસ્ટોટલને પૂછ્યું કે, ફલાણા અપરાધી વિષે તમે શો અભિપ્રાય આપો છો ? તે વિદ્વાને ઉત્તર આપ્યો કે, અય મલેક ! જો અપરાધ કરનારા જગતમાં હોત નહિ તો ક્ષમા કરવાનો સર્વોત્તમ ગુણ છે તે પ્રસિદ્ધિમાં શી રીતે આવત ? ક્ષમા રૂપી આરસીમાં અપરાધી પોતાના અપ-રાધની છાયા બતાવે છે, ત્યારે ક્ષમાનું પ્રતિબિંબ તેમાં પ્રકટ થાય છે; માટે આપ એ અપરાધી વિષે એમ જ વર્તો.

જો તમારામાં આવી બાબતમાં પાકી શ્રદ્ધા હશે, અને શંકા નહિ હોય, તો ઉપર જણાવેલું બધું તમે કરી શકશો. એટલું જ નહિ પણ જો તમે પર્વતને કહેશો કે અહિંથી ચાલ્યો જા અને દરિયામાં પડ, તો તેમ પણ થશે. તમે વૈરભાવવાળાં બનશો તો શત્રુઓ બેવડાં વેરી ને ખારીલાં થશે.

When all is known, and all is understood.
Mankind will see, whatever is, is good.

" જ્યારે સઘળું જાણવામાં આવે છે અને સઘળું સમજ-વામાં આવે છે ત્યારે મનુષ્ય જાતિ જોશે કે જે કાંઈ સઘળું છે તે સારૂં જ છે."

"એ એક સિદ્ધ થયેલું સત્ય છે, કે જેટલી બારીકીથી કુદરતી બનાવોની બાબતોને તપાસીશું, કે જે આપણી સમજશક્તિને અઘરી માલમ પડતી નથી, તો આપણને માલમ પડશે, કે જે છે તે નિયમસર અને ભલાંને કાજે જ છે, ને જે હજારો દાખલાઓનો પૂરેપૂરો અભ્યાસ કરવામાં આવ્યો છે, અને પછી તપાસ લેવામાં આવી છે, ત્યાં એ જ મુજબ સાબિત થયું છે. જો આપણે એ સિદ્ધ કાયદાઓ અને નિયમોની હસ્તી સ્વીકારીએ, તો તેના વિચારને મુનસબ થવા વાસ્તે, આપણે વધુ અપરંપાર ભલામાં પણ માનવું જોઇએ, અને એવાં અનુમાનો ઉપર આવવું જોઈએ, કે જે અપવાદો દેખાય છે તે પણ ખરેખરા નથી."

તમારી પાકજાદ બહેનના જેવી જ મૂર્તિ નામે એક સતી સ્ત્રી હતી. તે દક્ષ રાજેંદ્રની પુત્રી, અને ધર્મરૂષિની પત્ની, તથા નર અને નારાયણ જેવા વિષ્ણુસ્વરૂપ પુત્રોની માતા હતી. તે ધ્યાનધર્મમાં, ને ઇશ્વરપ્રાર્થનામાં અહોનિશ મંડેલી રહેતી હતી છતાં, તેને પૂછી પૂછીને દુ:ખો પડચાં, આફતોના વરસાદ વરસ્યા, પણ જ્યારે બહેનપણીઓ તેને દિલાસો દેવા આવતી ત્યારે ઉલટી આ સતી દેવી તેઓને જ દિલાસો દેતી કે:—
"પુત્રીઓ! આ સંસાર તરવામાં સહેલા માર્ગ નીતિ અને શિયળ એ એ જ તમારે માટે છે. સહનશીલતા એ જ મોટો ગુણ છે. સંસારના અડચણ રૂપ ખાડા ટેકરા સુગમ થઈ જાય એમ કરવા માટે પેટ મોટું રાખવું જોઇએ. ધૈર્યથી સર્વ હલકું લાગે છે."

હે ભાઈબહેનો! તમારા ઉપર આ સીતમ ગુજરતો જોઈ તમારી વહાલી બહેનનું રૂહ પણ તમને એ જ બોધ દે છે, એ સત્ય જાણો. કાંકે તેણે મોટું દિલ રાખી મરતાં સુધી

સર્વ સહન કર્યું હતું, માટે તમારા ભલા માટે પણ તેની શુભ ઇચ્છા એ જ હોવી જોઇએ. 'હોનારત આગળ પદાર્થ મિથ્યા છે.' તમારી બહેને પોતાના બુરા ધણીથી દુઃખ વેઠયું, પણ તે ક્યાં કાયમ રહેવાનો ? આજે જેમનાથી તમે સંકટમાં આવી પડ્યાં છો તેઓ પણ કાંઈ અમરપટ્ટો લઇને આવ્યાં નથી.

વે કાંહાં જિતે રહે જો બેવફાઈ કર ગએ.
મર ગએ આખર ન કીશે આશનાઇ કર ગએ.
ઉમર બે પાએઆં પે અપની ઇશ કદર નાજાં ન હો
મરગને ઉનકુ ન છોડા જો ખોદાઈ કર ગએ.
આરશીમેં અકૂશ અપનાં દેખકર લાએ ગરૂર,
ચાર દીનકી જીંદગીમેં ખુદનુમાઈ કર ગએ.
એબ જોઈ કરકે અકશર વેજો બશતે થે કેશે,
હાતશે અપને વે અપની જગ હશાઈ કર ગએ.
आये दुःखं व्यये दुःखं धिगर्थाः कष्टसंश्रयाः ।

"ધન, દોલત, ને માલમીલકત મેળવતી વેળા પણ દુઃખ પડે છે, અને જ્યારે ખર્ચ થાય છે કે નાશ થાય છે ત્યારે પણ ખેદ થાય છે. એ રીતે સંસારવગડામાં સુખદુઃખ, રાગદ્વેષ, ભય, આશા, તૃષ્ણા, ઈર્ષા, અહંતા, પ્રમાદ, ક્રોધ, કામ, લોભ, મોહ, મદ, મત્સર, આધિ, વ્યાધિ, ઉપાધિ વગેરે, જન્મથી તે જરા સુધી જીવને દુઃખી કરે છે; અને માયાના કોમળ હાથના આલિંગનથી હરખાઈ જઈ વિવેક રહિત થઇને વિવાદવૈભવ ભોગવવાને આતુર થાય છે."

હે ભાઈબ્હેનો ! તમારે એ સમજવું જોઇએ છે કે જો જેઓ પાસે ધનદોલત ને માલખજાના ભરપૂર હોય તેઓ જ

સુખી ઇનસાન કહેવાતા હોય, તો ઑસ્ટ્રીઆની મોટી શહેન-શાતના શહેનશાહ ૮૫ વરસના બુઢ્ઢા ફ્રાન્સીસ જોસફ જેવો દુનિયામાં ભારે દુ:ખી આદમી કહેવાત જ કેમ ? અરેરે તેના ઉપર પડેલી અને પડતી જફાકારીનો ઇતિહાસ વાંચો ને જીવ ઠેરવો.

ઑસ્ટ્રીયા–હંગેરીના તાજોતખ્તના વારસ આર્ચડયુક ફ્રાંસીસ ફર્ડીનાંડ અને તેની ધણીઆણીનાં ખુન થવાની ખબર ઑસ્ટ્રીયાના શહેનશાહ ફ્રાંસીસ જોસફ જે ૮૫ વરસની ઉમ્મરે પહોચ્યા છે તેણે સાંભળી, ત્યારે તે બોલ્યા હતા કે, “ ત્રાસ-દાયક ! મારી ઉપર કાંઈએ પડવાનું બાકી રહ્યું નથી.” ૧૭ વરસની વાત ઉપર શહેનશાહબાનુ એલીઝાબેથનું ખુન કરવામાં આવ્યું હતું. ત્યારે પણ શહેનશાહ ફ્રાંન્સીસ જોસફ લગભગ આ પ્રમાણે જ બોલ્યા હતા. જઈફ શહેનશાહ તરફની પ્રીતિ દેખાડીને સઘળી યુરોપીયન દરબારો ખરેખર દિલગીર થઈ. શહેનશાહ ઉપર કેવી આફતો એકેક પછી વરસી છે તેની વિગત નીચે મુજબ છેઃ–તેમના ભાઈ તે મેકસીકોના શહેનશાહ મેક્ષીમીલન બળવાખોરોને હાથ ગોળીથી માર્યા ગયા હતા. તેમના એક પુરા બેટા અને વારસ આર્ચડયુક રૂડોલ્ફ વીચેના આગળ મરણ પામ્યા હતા, અને દેખીતી રીતે તેમણે આપઘાત કર્યો હતો. તેમના પિત્રાઈ ૧૮૮૯ ના વરસમાં ટેમ્સ નદીમાંથી રવાના થયા હતા, અને તેનું શું થયું તે આજ લગણ જણાયું નથી. પૅરીસ બજારની મોટી આગમાં શહેનશાહની બહેન બળીને મરણ પામ્યાં હતાં. તેમનાં ધણીઆણીનું ખુન એક એનારકીસ્ટ–અરાજકને–હાથે થયું હતું. અને હમણાં તેમના ભત્રીજા અને તેની ધણીઆણીનાં ખુન થયાં છે.

આર્ચડયુક અને તેમનાં ધણીઆણી ડચેસ ઑફ હોહેન-બર્ગ એક લડાયક કવાયદ જોવાને સારૂ સારાજેવો ખાતે ગયાં હતાં, અને તે પ્રસંગની ખુશાલીમાં આખા શહેરમાં તહેવાર પાળવામાં આવ્યો હતો. તેમની જીંદગી સામે કાવત્રું રચાવાની તેમને ચેતવણી મળી હતી, પણ ગેરહાજર રહીને બીકણપણું દેખાડવાની તેમણે ના પાડી હતી. તે કાવત્રાના વિસ્તારનો તેમને ખ્યાલ હતો નહીં. હજી ઓછું હોય તેમ આજની દુનિયાની મહાન લડાઈ જગાડવાનું આળ તેમને જ માથે છે. તેમની શહેનશાહત હાલ તારાજ થતી જાય છે. રૂશિયાએ તેમના મુલકો લઈ લીધા છે. તેમની પ્રજા તેમના ઉપર ધસી જઈ કહે છે, કે આ અવર પગલેનો પાદશાહ કયારે મરે! આટલું આટલું પડે છે તોએ તે નિરાશ થઈ નંખાઈ ગયો નથી. જે આદમી સુસ્ત, બીકણ, અધીરો અને નજીવો હોય તે જ નિરાશ થાય છે. જેનામાં સારા ગુણો હોય છે તે ગમે એવા ગજબથી નિરાશ થતો નથી. હે દુઃખી ભાઈ બહેનો! તમારી બહેનનો નાપાક ખાવિંદ તેને હેરાન કરીને પરવાર્યો, હવે તમને હેરાન કરે છે! ભલે. આવા ભૂંડા ક્રૂર ધણીઓથી જ સંસાર મોળો થઈ પડે છે. આવા સીતમગર ખાવિંદથી જ ઓરતોને આ જગત જહાનમ જેવી લાગે છે. ખુદા એવા ખાવિંદનો અને તેના મદદ-ગારોનો બારીક વખત લાવશે, ત્યારે તેમને કોણ છોડવશે?

ખાવિંદ નેક સમાન સુખ, સંસારમાં બીજું નહીં,<br>
ખાવિંદ બદ સમાન દુઃખ, સંસારમાં બીજું નહીં. ખાવિંદ.<br>
ધણી જે નારનો ભૂંડો, ભવ તેનો ધૂળ મળે,<br>
જીવ ઝેરી, સુખ વેરી, દુઃખ સંસારમાં બીજું નહીં. ખાવિંદ.<br>
ફરજ છે નરનારીની, સંપે સુખદુઃખ ભોગવે,<br>
સંપ જેવો મીઠો મેવો, સુણ સંસારમાં બીજું નહીં. ખાવિંદ.

## દિલાસા પત્ર ૬૯ મો.

"I pray thee, cease thy counsel,
Which falls into mine ears as profitless,
As water in a sieve; give not me counsel,
Nor let no comforter delight mine ear,
But such a one, whose wrongs do suit with mine."

"મહેરબાની કરીને મને શિખામણ આપવી બંધ કરઃ ગટરમાં પડતા પાણીનાં જેવી તે મારા કાનમાં અફળ જાય છેઃ મને સલાહ ન આપ તેમ મારા જેવાં જ દુઃખ જેને પડ્યાં હોય તેના સિવાય બીજા કોઈ આરામ આપવા ચાહનારાએ મને સુખી કરવાનો વિચાર કરવો નહિ."

દુઃખી ઇનસાનનું દિલ ઉદાર હોતું નથી. દુઃખી ઇનસાનને ગમે એવી સારી સલાહ, ગમે એવા દિલાસા, અને ગમે એવી સમજાવટની એકાએક અસર થતી નથી. હાતમના જેવું ઉદાર દિલ રાખવાનું તો રહ્યું, પણ દુઃખની આગળ તે ઘણો જ સ્વાર્થી બની જાય છે. જેની મા મરી ગઈ, હોય છે, તે પાડોશીની મરી ગયલી જાણીને જરા જીવ ઠેરવે છે. જેના પૈસા જતા રહ્યા, હોય છે તે આસપાસ કોણ કોણ પાયમાલ થઈ ગયા છે તે શોધતો ફરી પોતાના જીવને શાંત પાડે છે. સરકારથી દંડ થયલાઓ અગર કેદમાં જઈ આવેલાઓ પોતાની ખેજાલત દૂર કરી જીવ બહલાવવા સારૂ બીજાં કયાં કયાં સારાં માણુસો કેદમાં ગયાં હતાં તેની ટીપ જાણીને, તથા તુર્તાતુર્ત જો કોઈ અખ્બારને કેદમાં જવાનો વખત આવ્યાનું જાણે તો તેથી જરા સંતોષ પકડે છે.

દુઃખી જીગરની આવી આવી કુદરતી ખાસીયતો છે. તે દુઃખના આવેશમાં ઉદાર રહેતો નથી. હાતમ તાઈ પોતાના જમાનામાં વગર દુઃખનો આદમી એટલા જ કારણથી ગણાઈ ગયો છે, કે પોતાની ઉપર ગમે તેવું મહાદુઃખ કે ધર્મસંકટ આવી પડે તોએ તે પોતાનું દુઃખ છૂપાવતો, ને બીજા કોઈ પણ માણસનું દુઃખ દૂર કરવા સારૂ પોતાનો જાન પણ આપવાની ઉદારતા ધરાવતો હતો. તે જ કારણથી તે સખી અને સુખી હાતમ કહેવાતો હતો.

તેની નામના એટલે સુધી નામી હતી કે, જ્યારે **અરબસ્થાન**ના ટાપુથી તે **યમન** સુધી હાતમની ઉદારતાની વાયકા પહોંચી અને **શામ** ( **સીરિયા** ) તથા **રૂમ** સુધી કીર્ત્તિ ફેલાઈ ગઈ, ત્યારે **શામ**, **રૂમ** અને **યમન**ના બાદશાહોના મનમાં તેને માટે દ્વેષભાવ ઉત્પન્ન થયો. કારણ કે, તેઓ પણ ઉદારતાનો દાવો કરતા હતા, ને તે વિષેની શેખી મારતા હતા. પણ ગમે એવાં સંકટવેળાએ ઉદાર દિલ રાખવા વિષે હાતમનાં વખાણ સૌની જીભ પર વધારે પસરતાં જતાં હતાં. અને તેની ઉદારતાચારે તરફ ચાલતી જ હતી.

સાગર મનમાં વાદલ, લાજે તેની ઉદારતા ન્યાળી;
દાતારી કર આગળ, જગનું ધન કાંઈ ઘડા વગર ખાલી.

પછી તે બાદશાહોએ તેની સાથે મૈત્રી કરી, તેમાં પ્રથમ **શામ**ના બાદશાહે તેની પરીક્ષા કરવા માટે એક જણને તેની પાસે મોકલ્યો. તેણે તેની પાસે એક સો ઊંટ રાતા વાળવાળાં, કાળી આંખોવાળાં, અને પહાડ જેવાં ઉંચાં માગ્યાં. આવાં ઊંટો **અરબ** દેશમાં અલભ્ય હોય છે કદાચિત મળી આવે તો ઘણાં જ મોંઘાં મળે. દૈવયોગે તે પ્રસંગે હાતમના ટોળામાં તેવાં ઊંટો હતાં. જ્યારે **શામ**ના બાદશાહનો એલચી હાતમ પાસે પહોંચ્યો ને કાગળ

આપ્યો ,ત્યારે તે વાંચીને પ્રફુલ્લિત મને રાજી થઈને તે બોલ્યો કે, જે કાંઈ આજ્ઞા થઈ છે તે પ્રમાણે આપવાને હું સેવક હાજર છું. પછી એલચીને સારી જગ્યામાં ઉતારો આપ્યો અને તેની પરોણાગત કરવા માંડી. તેણે આરબોનાં કુટુંબોમાં સાદ ફેરવાવ્યો કે જે કોઈ આવાં ઊંટ લાવે તેને મ્હોંમાગ્યું મૂલ આપું; અને તે બે મહિનાને વાયદે પહોંચાડી દઉં. સારાંશ એ કે આ રીતે એકસો ઊંટ ઉધાર લઈને પોતે સંકડામણ વેઠીને શામના સુલતાનને મોકલ્યાં. જ્યારે શામનો બાદશાહ આ વાતથી જાણીતો થયો, ત્યારે આશ્ચર્યની આંગળી હેરતરૂપી દાંતમાં કરડીને તેણે ફરમાવ્યું કે, મેં એ આરબની પરીક્ષા તો કરી, પણ તેણે દેવું કરીને તેનો ન્યાયનો ભાર મારા ઉપર નાંખ્યો. પછી તે જ ઊંટોને મિસર તથા શામ દેશના માલથી લાદીને તે જ એલચીની સાથે પાછાં મોકલ્યાં. જ્યારે તે ઊંટોને હાતમ પાસે લાવ્યો, ત્યારે હાતમે પાછો સાદ ફેરવાવ્યો કે, જેમણે મને ઊંટ આપેલાં છે તેઓએ આવવું, ને પોતપોતાનાં ઊંટ તે ઉપરના માલસહિત લેઈ જવાં! પછી તે એકસો ઊંટ તેના ધણીઓને માલ સહિત આપી દીધાં! પોતે કંઈ પણ રાખ્યું નહિ. આ સમાચાર શામના સુલતાને જાણ્યા, ત્યારે બોલ્યો કે, આ બધી વાતો કોઈ માણસથી ન બની શકે. એ તો હાતમની ઉદારતાથી જ બની શકે. હાતમની ઉદારતાનાં આટલાં બધાં વખાણ થાય છે, તે યોગ્ય જ થાય છે.

બીજો રૂમનો બાદશાહ જે હેદેકલ નામનો હતો, તેણે જ્યારે હાતમની ગમે એવા દુઃખમાં પણ ઉદારતા દાખવવાની વાતો સાંભળી ત્યારે હાતમના વૃતાન્તની પૂછપરછ કરવા માંડી. લોકોએ તેને કહ્યું કે " હાતમ પાસે એક ઘોડો છે. તે પવનવેગી, અમૂલ્ય, આયુષ્ય જેવો તીવ્ર, દેખાવડો, અને ચાલવાની લહેકથી

આનંદ ઉપજાવે એવો, તથા વિજળી પ્રમાણે સત્વર પ્રસારો કર-નાર છે." પછી રૂમના કૈસરે પોતાના વજીરને બોલાવી કહ્યું કે, "હાતમની ઉદારતા અરબ ને અજબ(ઈરાન)માં પ્રસિદ્ધ થયલી છે, અને તેની કીર્ત્તિ જગતમાં વ્યાપી રહી છે. મેં સાંભળ્યું છે કે, ઉપર કહ્યા તેવા ગુણવાળો ઘોડો તેની પાસે છે તે મોકલી દેવાની માગણી કરીને તેની પરીક્ષા કરૂં; અને એક જણને એ ઘોડા વાસ્તે મોકલું. તે ઘોડો જો તે કૃપા કરી આપશે તો હું જાણીશ કે, તેનામાં મોટાઈના ગુણ છે, ને જો નહિ આપે તો, ખાલી તબલાની પેઠે આવાઝ કરનાર છે, એમ સમજીશ."

પછી તે ઘોડો લેવા એક એલચીને યોગ્ય ભેટ સાથે મોકલ્યો. થોડી વારમાં તે રૂમનો વકીલ ત્યાં આવી પહોંચ્યો. દૈવજોગે તે વકીલ આવ્યો તેવામાં વર્ષાદ ને બરફ વરસવા માંડ્યો. હાતમે તેને સારો ઉતારો આપી તેની પરોણાગત ઉલટથી કરી, અને તેની તબિયત સુધારવા માટે આજ્ઞા થતાં પેલા ઘોડાને નોકરોએ કાપ્યો, ને ખાણું તૈયાર કરી અતિથિ પાસે લાવ્યા. તે જમી રહ્યા પછી તેના આરામ વાસ્તે સામાન તૈયાર કર્યો, ને હાતમ તે તંબુમાંથી બહાર ગયો. તે રાત્રે કોઈ રીતની વાતચીત ન થઈ. સવારે હાતમ ક્ષમા માગવા આવ્યો. એલચીએ રૂમના કૈસરે જે ભેટ મોકલી હતી ને નજર કરી કાગળ આપ્યો. તે વાંચવાથી જ્યારે હાતમ ઘણો જ ચિંતાતુર થઈ વિચારમાં પડયો, ત્યારે એલચી તેના ચહેરાની ચિંતા ડહાપણથી પારખી બોલ્યો કે, "અહો ભાઈ! જો ઘોડો આપવા અડચણ હોય તો અમારો ઘણો આગ્રહ નથી."

હાતમે ઉત્તર આપ્યો કે, "એવી જાતના ઘોડા કદિ હજાર હોય, ને કોઈ અદના માણસ મારી પાસે માગે

તો પણ હું તે બદલ ચિંતામાં ન પડું. ગમે એવું મહા સંકટ કાં ન આવી પડે તોએ હું ડરી નહીં જાઉં; ગમે એવી સંકડામણમાં મારૂં દિલ દુઃખી નહીં કરૂં, તો પછી આવા મોટા માનમરતબાવાળા બાદશાહ એવા એક ઘોડાની માગણી કરીને આવી નાની ચાકરી માટે આવો ડાહ્યો વકીલ મોકલે ને હું ચિંતામાં પડું એમ થાય નહીં; પણ આ તો એ ચિંતા છે કે, આ વાતની મને પ્રથમથી જ ખબર પડી હોત તો, તે ઘોડાને મારી ન નાંખત. મેં તે પવનવેગી ઘોડાના કબાબ આપને વાસ્તે ગઈ રાત્રે કરાવ્યા. મારી પાસે બીજો ઘોડો નહોતો અને આપ ભૂખ્યા હતા, તો મહેમાન ભુખ્યા સૂએ એ મને ઠીક લાગ્યું નહી. ઘોડો ન હોય તો ભલે ન હો."

પછી હાતમે તાઝી ( અરબી ) ઘોડા તથા ભેટો રૂમના સુલતાનને વાસ્તે મોકલીને એલચીને પણ પોષાક આપી વિદાય કર્યો. તે વકીલ આવતાં કૈસરે એ વાત સાંભળીને વખાણ કરી કહ્યું કે, "આવી ઉદારતાનું માન હાતમને જ ઘટે છે."

ગમે એવા સંકટમાં ઉદાર મનવાળાને કહિએ દુઃખ થાય જ નહીં. જેણે આવું મોટું દિલ રાખ્યું તેને આથી તે મોટું દુઃખ શું આવી પડવાનું હતું? એક દમડી ગુમાવતાં આદમી હેરાન થઈ પરિતાપ અને સંતાપમાં પડે છે, જ્યારે માનીતામાં માનીતું એક નંગ ગુમાવતાં જેને નાખુશીનો એક છાંટો જણાતો નથી, ત્યાર પછી તેના ઉપર પરમેશ્વરના આશીર્વાદ કાં ન ઉતરે? સાધારણ માણસોમાં તો એવી જ ખોટ હોય છે, કે પોતાને ત્યાં મરકીથી ઘર ધોવાઈ ગયું હોય, તો બીજાઓનાં ઘરોમાં પણ આવી જાતની કાગારોળ પડી રહેલી જાણીને જરા તેના જીવને કરાર વળે છે. જાણે દુઃખ ભોગવ-

વામાં એકલો પડી જવાને આદમી નારાજ જણાય છે. અને સુખ ભોગવવામાં એકલો પડી જવાને તે રાજી જણાઈ એકલ-પેટા વિચાર અને ઇચ્છાવાળો હોય છે. તે હમ્મેશાં પોતાના દુઃખને જ મહાન ગણી કહે છે, કે આવું દુઃખ તો કોઈની વહુદીકરી ઉપર પણ નથી પડતું. વળી તે એમ જ કહેવાનો, કે મારા ઘરમાં જેટલો ગુંચવાડો છે તેટલો તો કોઈના ઘરમાં નહીં હશે. "જ્યાં સાંકડાં મન ત્યાં સંકડામણ ભારી."

એક મોટા ઘરની ધનબાઈને ભરતકામના પ્રદર્શનમાં ૩ જા નંબરનું ઇનામ મળ્યું, ત્યારે તેનાં માતાજી કહેવા લાગ્યાં; "બિચારી ધનબાઈનાં કમનશીબ ત્યારે કેની! એ બિચારી હીણાયલીને ૧ લા નંબરનું ઇનામ કોણ આપતું 'તું!" આમ કહી માદીકરી બન્ને જાણે કાંઈ આફત પડી હોય એમ દુઃખી થઈ રડી પડ્યાં હતાં! એ રામા! આવાં દુઃખીઓને માટે ખુદ રામ પણ શો ઈલાજ કરવાનો હતો? આ કેટલું સાંકડું દિલ! આવા સાંકડા મનને લીધે તુચ્છ વાતને કેવું મહા સંકટ આવી પડેલું માનવામાં આવ્યું! આનું મુખ્ય કારણ એ જ છે, કે દરેક ઇનસાન સુખને શોધતું ફરે છે, અને જરા નખમાં દુઃખ થાય તો તે તેનાથી સહન થતું નથી. સ્ત્રી, લંપટી, દારૂડિયો, જુગારી, ચોર, અને ગુણિકા કે જેઓ શારીરિક મજાહમાં રમ્યાં કરે છે, તેઓ પણ સુખને માટે જ તે કૃત્યો કરે છે. પૈસા કે કીર્ત્તિ માટે મરી પીટતો માણસ કે જે દરેક ચીજ કરતાં એ ચીજને વધારે ગણે છે, તે પણ સુખને માટે જ તેમ કરે છે. અને ધાર્મિક ક્રિયામાં દિલાસો શોધનાર પણ સુખને માટે જ તે ક્રિયા કરે છે.

હે રામા! તારૂં દિલ એટલું તો ઉદાર જોઇએ, કે તું જે સુખ મળવાની ઇચ્છા રાખે છે, તે સુખનાં સાધનો ઉદાર

દિલથી ઇશ્વરને જ અર્પણ કરતો જા, જેથી તને દુઃખને બદલે સુખની જ પ્રાપ્તિ થશે. તે એવી રીતે કેઃ—

"તું જે કરે છે, જે ખાય છે, જે તપ કરે છે તે સર્વે ઇશ્વરને જ અર્પણ કર. એમ કરવાથી શુભ અને અશુભ ફળ આપનારા કર્મરૂપી બંધનથી તું છૂટો થશે. તેં પેટ ભરીને અન્નને એકઠું કરી બગાડયું. જે કદિ ભરાય જ નહીં એવું પેટ, તે ભરીને આનંદ પામવાની તેં મિથ્યા કોશીષ કરી, પણ એથી કાંઈ પુરૂષાર્થ સધાયો નહીં, કે નહીં તારૂં ચાહ્યું સુખ તને મળ્યું. જેમ તારા પૂર્વજો નાશ પામ્યા તેમ તું પણ નાશ પામીશ એ નિશ્ચય છે. માટે ખુદાને ભજ. તારા જનક બાપ પણ પ્રથમ બાળક હતા તે પારણામાં ઝુલ્યા હતા, તથા જુવાનીમાં ફોકટ ફૂલ્યા હતા, તે અનુક્રમે ઘરડા થઈ મરણ પામીને અટવાઈ ગયા છે. હે હરામી! તું પણ તે જ રીતે હાયહાયમાં પડયો છે, અને ઝોળીમાં બાળક થઈ રમે છે, પારણે ઝુલે છે, તન, મન, એ ધન વડે ભૂલીને જુવાનીમાં ફોકટનો ફુલ્યો છે. પણ યાદ રાખ, કે તારા બાપની માફક જ વૃદ્ધ થઈ મરણ પામીશ"

શું થયું જો સંપત્તિ ઘણી મળી, મળ્યાં મોટાં ઘરબાર !
નિશ્ચિત થઇને હરિ નવ ભજીયા, ધિક્ક પડયો અવતાર !
ધિક્ક તારૂં જીવ્યું રે, હરિએ તને શાને ઘડયો ?
ફુલ્યો શું ફરે છે રે! ભૂલ્યો ભવ કૂપમાં પડયો.

જ્યારે રાણી મેરીને તેની ભયભરેલી માંદગી વિષે ચેતાવવામાં આવી ત્યારે તેણે મોટું ઉદાર દિલ બતાવી શાન્તપણે જવાબ દીધો કે, "ખરો પસ્તાવો જીંદગી ખતમ થવાની આખેરીએ કરીશું એવો ભરોંસો રાખવો કેટલો ખોટો અને જોખમદાર છે, એ હું સારી પેઠે સમજું છું. તે જહાન માટે

તૈયાર થવાનું મોટું કામ હું કાંઈ હમણાં જ શરૂ કરતી નથી; અને હું ખુદાની ઉપકારી છું, કે મારા નજદીક આવતા અંતથી મને કાંઈ ધાસ્તી ઉપજતી નથી." જ્યારે તેની જીંદગીની જ્યોત છેક ખતમ થવા આવી, ત્યારે તેના મોંમાંથી નીચલા શબ્દો નીકળતા સંભળાયા: "આહ! એક ખાલેશ ઉદાર અંતઃકરણની ખુશાલીનો ખરો અનુભવ હું હમણાં જ મેળવું છું, અને ખરા ધર્મની અસરથી મરતી વેળા જે ટેકો મળે છે, તે છેલ્લી વેદના અને ટળવળાટને હાંકી કાંઢે છે." આ પ્રમાણે તેની જીંદગીનું વૃત્તાન્ત લખનાર ઉમેરે છે કે, આ ઉદાર દિલની શાહજાદીની સર્વેથી ઉત્તમ જીંદગીનો છેડો આવ્યો, અને બેશક આ દુન્યવી જંજાળોમાંથી છૂટીને મીનોઈ જહાનનું હમેશગીનું સુખ મેળવવાને તે અહીંથી કુચ કરી ગઈ છે."

આ ઉપરથી રામા! તારી ખાત્રી થશે, કે જીવતી જીંદગીમાં સુખ કિંવા દુઃખની વખતે રાખેલું મોકળું મન, ખુલ્લું હૈડું, અને ઉદાર દિલ મરતી વખતના પ્રસંગે તો શું, પણ ગમે એવી આફતમાં પણ શાન્તિ આપે છે. માણસો ઘણે ભાગે મોટા સમૂહના અભિપ્રાયની વિરૂદ્ધ મત ઉચ્ચારવાનું બહુ પસંદ કરે છે; અને દૈવયોગે જો તેનું કહેલું છેવટે ખરૂં પડી જાય છે, તો તે લાગલો પોતે દુઃખી થઈને બીજાઓને કહેવા મંડી જાય છે, કે "મેં અગાઉથી તમને નહીં કહેલું?" આમ કહી, તે પડ્યા પર પાટું મારી દુઃખ વધારે છે. પરંતુ જે મહા ઉદાર દિલના માણસો હોય છે તેઓનું કહેલું પાંચે દહાડે ખરૂં પડે છે તોએ તેઓ કોઈને ટાણો મારી બીજાંનું દિલ દુઃખવતા નથી, તેમ પોતે દુઃખી થતા નથી. મરહુમ લૉર્ડ રોબર્ટ્સ ઇંગ્લંડના લોકોને હમ્મેશાં ચેતવતા હતા, કે જરમની લડાયક તૈયારી પૂર જોસથી

કરે છે, તો ઈંગ્લંડે ફરજીઆત લશ્કરી કાયદો કરવો જોઈએ. પરંતુ બીજા રાજદ્વારીઓએ તેમનું કહેલું માન્ય ન રાખ્યું. આખરે જરમનીએ લડાઈ જાહેર કરી ઈંગ્લંડ ઉપર હુમલો લાવવાનું શરૂ કર્યું, ત્યારે પોતાના દેશ માટે મુંગે મોંઢે લૉર્ડ રૉબર્ટ્સ ઘરડે ઘડપણ પોતાની સેવા બજાવવા લાગ્યા, અને એક પણ ટાણો માર્યો નહીં, અથવા કદિ પણ એમ નહીં બોલ્યો કે; " Did I not tell you ! મેં તમને અગાઉ નહીં કહેલું ? હતું મારૂં માન્યું નહીં ત્યારે કેની ? " વિગેરે જરા પણ નહી બોલતાં આવી પડેલી આફતનો જ ઉપાય કરવા મંડી ગયા.

ભલા કરન લાગે વિલંબ, વિલંબ ન બુરે વિચાર;
ભવન બનાવત દિન લગે, ઢાહત લગે ન વાર.

પારકો હોવા છતાં જો ઉદાર દિલનો અને હિત કરનારો હોય તો તે પોતાનો છે: બંધુ છે: અને બંધુ છતાં અહિત કરતો હોય અને સાંકડા મનનો હોય તો તે પરાયો છે: રોગ એ આપણા પોતાના દેહથી ઉપજેલો છે, છતાં પણ તે નિર્દય દિલનો હોવાથી અહિત કરે છે, અને ઔષધની જડીબુટ્ટી અરણ્ય કે જંગલમાં થતી હોવા છતાં પણ તે હિતકારક છે, કેમકે કોઇનું દર્દ સાફ કરવું એ જ તેનું કર્તવ્ય કરવાનું ઉદાર દિલ છે. હે રામા ! આ સંસારને તું સ્વપ્ના સરખો વિસારે તો જ તારૂં મન મોકળું અને દિલ ખુલ્લું રહી શકે. મહા સાધુ રાજા જનક અને અષ્ટાવક્ર ૠષિની વાર્તાથી તો સર્વ કોઈ હવે અજાણ નથી. જે જે ચોપડીઓ વેદાન્તનો વિષય સમજાવે છે, તે તે સર્વમાં તેમની વાર્તા આવ્યા વગર રહી નથી. માટે અત્રે ટુંકમાં જ ચન્દ્રકાન્તમાંથી સાર કહીશું.

જનક રાજાને એક રાત્રે ઘણું ભયંકર સ્વપ્નું આવ્યું. તેની પડતી આવી ગઈ, તે રવડતો રઝળતો થઈ પડયો, અને તેને ખાવાનું પણ મળ્યું નહીં. જેમ તેમ ભીખ માગીને ચોખા-દાળ લાવી ખીચડી રાંધી; અને ભારે ભૂખ લાગેલી હતી તેથી ઉત્સાહ અને ઉમંગથી ખીચડી ખાવા જાય છે ત્યાં ગોધાએ આવી હાંલ્લું ફોડી નાંખ્યું. એટલે દુઃખની ચીસ પાડી જનક જાગી ઉઠયો. તેનું હૈયું થર થર ધ્રુજતું હતું, અને આ સ્વપ્નાનો બનાવ ખરો હશે, કોઈ દિવસ ખરો પડવાનો હશે, કે કેમ હશે, તેના વિચાર અને વમળમાં સર્વ રૂષિમુનિઓને ચગડો-ળવા લાગ્યો, કે મારા આટલા મોઘમ સવાલનો જવાબ દો, કે "તે ખરૂં ? કે આ ખરૂં ?"

આ ગુપ્ત પ્રશ્નનો જવાબ કોઈથી દેવાયો નહી, પણ જાણકાર અષ્ટાવક્ર–કે જેનાં આઠે અંગ ખોડિયલ હતાં–તેણે જવાબ દીધો, કે 'જેવું તે, તેવું જ આ. એમાં ને આમાં કંઈ પણ ભિન્નતા નથી. જેવું તે હતું, દેખાતું હતું, ને નથી, તેવું જ આ પણ છે–દેખાય છે અને અને નથી.

રૂષિ બોલ્યા કે, "હે રાજા ! તેનો પ્રત્યક્ષ અનુભવ લેવો હોય તો વિચાર કરી જો, કે જે દિવસે તને એ સ્વપ્ન આવ્યું હતું તે દિવસના સ્વપ્નામાં ભોગવેલું દુઃખ, અને જાગ્રત અવસ્થામાં અનુભવેલું સુખ, એ બેમાંથી આ વખતે તારી પાસે શું છે ? તે સમયના ત્રાસથી આ વખતે તને જરાએ પીડા થાય છે ? અથવા તે સમયના રાજવૈભવથી આ વખતે તને કિંચિત્ પણ આનંદ કે સુખ થાય છે ? કંઈ જ નહિ. જો સ્વપ્નમાં માત્ર જૂઠું અને સાંસારિક સુખ સાચું હોય તો, તે નિરંતર જેવું ને તેવું જ રહેવું જોઈએ, પણ તેમ કંઈ નથી. સ્વપ્નની પેઠે જ

આ સંસારનો પણ નાશ થતો જાય છે. ફરક માત્ર એટલો જ છે, કે નિદ્રાવસ્થામાં દેખાતું એ નાનું સ્વપ્ન જેમ અસત્ય છે, તેમ જાગ્રત અવસ્થામાં દેખાતું આ મોટું સ્વપ્ન પણ અસત્ય છે. શેર અન્ન એક જ દિવસ ખાવા ચાલે, ને મણ અનાજ ચાળીસ દહાડા પહોંચે, પણ એ શેર ખાઈ રહ્યા પછી કંઈ રહેતું નથી, ને ચાળીસ દિવસે પણ અનાજ ખાઈ રહ્યા પછી પણ કંઈ રહેશે નહિ. તેમ જ હે રાજા! પરમાત્માએ જ્ઞાની જનોને સમજવાને જેવું રાત્રિસ્વપ્ન રચ્યું છે, તેવું જ આ સંસાર સ્વપ્ન બનાવ્યું છે, અને જ્ઞાન થવાને અર્થે ઉદાહરણ રૂપે જ એ સ્વપ્ન નિર્માણ કર્યું છે. જેમ અમુક દેશ અથવા નગરનું ચિત્ર કે નમૂનો કિંવા બનાવેલો ઘાટ જોવાથી તે દેશ કે નગરનું યથાર્થ જ્ઞાન થાય છે, તેમ સ્વપ્ન જોવામાં જ માત્ર સત્ય છે, પણ પરિણામે તે નાશવંત છે. તેમ જ સંસાર પણ અનિત્ય છે, એવો ખરેખરો નિશ્ચય થાય છે. માટે ફરીથી પણ હું કહું છું કે, જેવું તે, તેવું જ આ છે. તેમાં ને આમાં કંઈ પણ ભેદ નથી. પણ હે નૃપ! માત્ર સારાસાર વિચાર કરનારને જ આ સત્ય વસ્તુની ઘટનાની સમજણ પડે છે. તને જ્યારે સ્વપ્ન ને સંસાર, એ બેમાંથી સારૂં રૂપ કીયું? તથા અસાર રૂપ કીયું? એમ જાણવાની ખરી જીજ્ઞાસા થઈ ત્યારે જ તને આજે માલુમ પડયું કે, બેમાંથી એકે સાર રૂપ નથી. બેમાંથી એકે ખરૂં નથી.

માટે રામા! જાણ, કે સારા વિચાર કરનાર પુરૂષ જ કાળે કરીને કલ્યાણને પામે છે. હે રામા! આવા સપના જેવા સંસારમાં પણ જેટલી જીંદગી હોય તેટલી ખુશાલ પસાર થવા માટે તારે ચઢતીના વખતમાં એટલું તો ઉદાર દિલ રાખવું, કે પડતીમાં આવી પડેલાં દુઃખીઓને તે કાંઈક રાહત આપી હોય, જેથી તને પોતાને જ રાહત દેખાય.

બ રૂઝગારે સલામત શોકસ્તગાન દર યાબ;
કે જબરે ખાતરે મીસકીન બલા એગરદાનદ.
ચુ સાયલ અઝ તુ બઝારી તલબ કુનદ ચીઝી;
બેદેહ, વગરનેહ સીતમગર બઝુર બેસતાનદ.

સુખના વખતમાં દુઃખીને સહાય થાઓ. કારણ કે ગરીબના દિલને રાહત કરવાથી હરેક બલા દફે થાય છે. જ્યારે પણ કોઈ ભિક્ષુક રહીને તારી આગળ હાથ જોડે છે ત્યારે તે માગે તે ચીજ તેને ઉદાર દિલથી આપ; નહીં તો સીતમગર તારી ઉપર જુલમ કરીને પણ તે લઈ જશે.

વૃદ્ધિ, આબાદી, અને સુખને સારૂ ભિખારી, લાચાર, કે નવારસ યતીમો તરફ ઉદાર વૃત્તિ વાપરવાની બહાદુરી કરતાં આપણા પોતાના ધંધાવહેવારના હરીફો, આપણી લાયકીના દુશ્મનો, અને હેરાનગતિ પહોંચાડનારા શત્રુઓ તરફ જો આપણે ઉદાર મન રાખી કામ લઇએ છીએ, તો જરૂર તે જ વહેવારધંધામાં ઈશ્વર બરકત મૂકે છે. તે ધંધામાં જ પ્રભુ સુખ બતાવે છે. હેડન જેવા જગપ્રસિદ્ધ ગાનારે એક વાર ટીકા કરી હતી. કે મ્યુઝીક યાને ગાયનના ઉસ્તાદ–પ્રોફેસરો શિવાય આખી દુનિયા મને ચાહે છે. કારણ? હેડન પોતે જરાએ અદેખો ન હતો, પણ મહા ઉદાર દિલ ધરાવતો હતો. તે એટલે સુધી, કે પોરપોરા જેવા ગવૈયાના ફરાસ, ખવ્વાસ, અને દાસ તરીકે તેની આગળ રહીને તેની ખીદમત મોકળા મનથી ઉઠાવવા તે તત્પર રહેતો, કે જેથી તે મહાન ગવૈયાની તેના ઉપર માયા ઉતરે. પોરપોરા પોતાનો હુન્નર એકાએક કોઈને પણ બતાવતો નોહોતો. પણ હેડન તેનો ડગલો સાફ કરતો, બુટ લુંછતો, ઝાટક ઝુંટક કરતો. અને આવું તમામ ખીદમતગારનું કામ કરતાં જ્યારે

હેડનને દીઠો, ત્યારે પ્રથમ તો પોરપોરા ઉશ્કેરાઈને સાંકડું મન રાખી તેના ઉપર ખીજવાવા લાગ્યો, કે વગર બોલાવવે તું શા માટે ઘરમાં ઘુસીને દરરોજ વગર પૈસાની નોકરી ઉઠાવે છે? પણ પાછળથી તેના ઉપર પ્યાર કરી તેને ગાયનવિદ્યાથી ઉત્પન્ન થતા સુખનું શિક્ષણ તેણે આપ્યું. હેડન આ હુન્નરથી પોતાના જીવથી તો આનંદ પામ્યો, પણ પ્રખ્યાતિ અને પૈસો બન્ને મેળવી લીધાં. છતાં તેના બરોબરીયા ગાયનકાર હેન્ડલની જ્યારે પણ વાત નિકળતી ત્યારે પણ હેડન હમ્મેશાં બોલતો કે, "હેન્ડલ તો આપણ સર્વ ગાનારાઓના પિતાજી છે!" જ્યારે તેને આનંદમાં અને સુખમાં રમતો, ગાતો, ને વગાડતો જોઈ કોઈ પૂછતું, કે તું આટલો બધો સુખી, ને બીજા બધા ગાનારાઓ દુઃખી અવસ્થા ભોગવે છે તેનું શું કારણ? ત્યારે તે એટલું જ કહેતો, કે "બીજાઓ દુઃખી શા કારણે છે તે તો હું કહી શકતો નથી, પણ હું સુખી શા થકી છું તે તો કહી શકું છું, કે મારૂં મન મોકળું રાખી. હૈડામાં બિલકુલ પાપ રાખ્યા વગર, ખુલ્લા દિલથી હું ઉદાર વૃત્તિ રાખતો આવ્યો છું, તેથી જ મને આનંદ અને સુખ થાય છે."

જ્યાં ખરી શ્રદ્ધા અને નિષ્કલંક પવિત્રતા હૃદયમાં જામી રહેલાં હોય છે, ત્યાં તનદુરસ્તી છે, ત્યાં વિજય છે, ત્યાં સામર્થ્ય અથવા શક્તિ છે. આવા હૃદયમાં રોગ, દુર્ભાગ્ય, કે ચિંતા પ્રવેશ કરી શકે નહી; કારણ કે ત્યાં તેના ખોરાક કે પાલનને વાસ્તે કાંઈ પણ જગ્યા નથી. ત્યાં તો ઉદારપણું જ સર્વ જગ્યા રોકી બેઠેલું હોય છે. તે હૃદયમાં તો દયાભાવ એવો વસી ગયલો હોય છે, કે દુષ્ટ વાસનાના કંઈ પણ ખોરાકને રહેવાની બિલકુલ જગ્યા જ હોતી નથી.

લકનૌના ઘેરા વખતે ને હિન્દના બળવા વખતે સર આઉટરામના તાબના અમલદારોની જ્યારે ફત્તેહ થવા લાગી ત્યારે પોતાના તાબાના જેનરલ હૅવલોક વિગેરેની જિતની કીર્ત્તિમાં ભાગ ન પડે એવા ઉદાર દિલથી આઉટરામ પોતાના તાબાના એ જ અમલદારના તાબામાં વોલંટીઅર થઇને લડ્યો હતો ! તેથી કાંઈ તેની કીર્ત્તિ કમી થઈ નોહોતી, ઑર તેથી તેની કીર્ત્તિ બેવડાઈ હતીઃ અને તે કહેતો હતો, કે હૅવલોકને કીર્ત્તિ મળી તે જોઇને તેને એટલી ખુશાલી લાગી હતી, કે જેટલો આનંદ હૅવલોકને નહી થયો હોય એટલો મને થયો હતો. ઉદાર દિલના આદમીઓને ત્યારે દુઃખ જોવાનું રહે જ કયાંથી ! જે મહાન અમલદાર પોતે પોતાના નોકરને કીર્ત્તિ ખાટવા દે, તેને માનથી ખટાવે, તે પોતે સામાની કીર્ત્તિને અદેખો કે દુઃખી કેમ બને ?

નાઝનીન ઝુલ્મે નાઝનીન બીનદ, મા બઆઇને રૂખરૂ ગુફતમ;
અઇબ પુશી બેહ અઝ નમદ પુશીસ્ત, નઝરે પાક ઇનિ ચીની બીનદ.

શાયર કહે છે કે, હે નાઝની ! જે કોઈ ભલું માણસ હોય છે તે જ સર્વ સારી ચીજને જુએ છે, કાંકે એ વાત મેં આરસીમાં જોઇને કહી છે; કે જે મીસાલે આરસી ખાલેસ છે તેથી તેમાં જેવું જોઇએ છીએ તેવું જ માલમ પડે છે, તેમ ઉદાર દિલનાં સારાં માણસોથી સારૂં જ થાય છે, અને તેઓ સર્વે કોઈનું સારૂં જ ચાહે છે, અને જુએ છે. પરહેઝગાર ફકીર લોકો નમદ નામનો એક પોષાક પહેરે છે, તે નમદ પહેરીને ફકીર થવા કરતાં હરેક કોઇની એબ ઢાંકવી બહેતર છે. માટે હે રામા ! આ સંસારને તું સ્વપ્નું માને તો આગળ કહ્યા પ્રમાણે સુખ દુઃખની હસ્તિ જ નથી. વળી તું આ દુનિયાને નાટક તખ્તો

સમજે તો ત્યારે પણ તને સુખદુઃખની લાગણી થવાની નથી. માત્ર પેલી જહાનનો આ સ્વપના સરખો ખોટો ખેલ છે એમ જ માનીને મોજ લે, અમથો બળાપો કર નહી.

જીવ જો તું વિચારી આજ પડદો પડવાનો,
નથી ફરીથી તે કોઈ કાળ ચક્ષુ ચડવાનો.
નાટકસ્થાને નાટક રમશે, મળશે જોવા લોક રે;
પણ જાવે તેને જોવાનું, નાટક નામે ફોક. પડદો પડવાનો.
પાત્ર હજારો લાખો કોટિ, ભજવે નિજ નિજ ભાગ રે;
ઉઠી જવું અધવચથી સૌને, કરી આ ભવનો ત્યાગ. પડદો પડવાનો.

---

## દિલાસા પત્ર ૬૭ મો



" Tis only from the belief of true goodness and wisdom of a Supreme Being, that our calamities can be borne in that manner which becomes a man. "

Mackenzie.

" સર્વોત્તમ પ્રભુની ભલાઈ અને ડહાપણ ઉપર શ્રદ્ધા રાખવાથી જ આપણી વિપત્તિઓ પુરૂષને છાજે તેવી રીતે સહી શકાશે " **મૅકેન્ઝી.**

હે ભાઈ! દુનિયામાં દુઃખી કોણ નથી ? હે માનવી! પૃથ્વિમાં સંપૂર્ણ સુખ કોઇને પણ છે ? દુઃખી બધા છે. સુખી કોઈ નથી. તારા પૈસા જતા રહ્યાથી તું દુઃખી હોય, તો તારા

ભાઈબંધનાં વાહાલાંઓ ગુજરી ગયાથી તે દુઃખી છે. તું નિર્દોષ છતાં તને સતામણી થવાથી તું દુઃખી છે, તો તારા ભાઈબંધને અનેક પ્રકારના શારીરિક વ્યાધિઓ થવાથી તે દુઃખી છે. કોઈએ ઓછા દુઃખને મોટું માની લેવાથી તે જેટલો દુઃખી છે, તેટલો જ બીજો પોતાની પ્યારી પરણેતરની જુદાઈથી દુઃખી છે. એક આદમી પોતાના શત્રુને સુખી જોઈ પોતે દુઃખી થાય છે, તેટલું જ દુઃખ એક ઘરડો બાપ પોતાના એક પૂરા રળનાર કમાનાર સપૂતના મરણથી પામે છે. માણસને પોતાનું દુઃખ મોટું લાગે છે, જ્યારે પારકાનું દુઃખ નાનું અને ખમી શકાય એવું જણાય છે. પરંતુ જ્યારે પારકાનું દુઃખ અદલબદલ કરવાની કલ્પિત વાતો તે સાંભળે છે ત્યારે તેને પોતાનું જ દુઃખ હલકું લાગે છે.

રે ઇનસાન! આવી રીતે તારા ઉપર આવી પડેલાં દુઃખ, આફત, આપદા, અને વિપત્તિનું કારણ માત્ર પરમેશ્વર ઉપરનો તારો અવિશ્વાસ છે. "ખુદા ઉપર મારો વિશ્વાસ છે," આ વાકય જો કે આપણે સર્વ મનુષ્યો હમ્મેશાં ઉચ્ચારીએ છીએ; તથાપિ તે માલેકે પાક ઉપર, તે કીરતારની કરામત ઉપર, અને તે મહા દયાળુ પરમાત્મા ઉપર આપણો જરાએ વિશ્વાસ ન હોવાને લીધે જ આપણે દુઃખી થઈએ છીએ, બાકી વસ્તુતઃ એ જોતાં દુઃખ છે જ નહીં.

પ્યારા દોસ્ત! એક ગમે એવા અજાણ્યા હજામને તારી હજામત કરવા તું બોલાવે છે. તે ઘણું જ તીક્ષ્ણ ધારદાર હથિયાર તારી સમક્ષ ધરે છે. અને આવા એક તદ્દન અજાણ્યા બેગાના શખસની આગળ તું તારૂં ડોકું રજુ કરવાને જરાએ ડરતો નથી. તેનો અસ્ત્રો કેવળ વેહતો છે, અને તારા ગળાની

જગ્યા ઘણી નાજુક છે. જો તે શસ્ત્રનો એક ચપકો જ ગળાની ઘાંટી ઉપર મૂકી દે, તો તારો પ્રાણ લેવાને તેટલું જ બસ છે. છતાં હે મિત્ર! તું તે અજાણ્યા શખસ ઉપર બેધડક વિશ્વાસ રાખે છે, અને અચાનક આવી પડનારી જીવલેણ આફત કે દુઃખની તું તો કાંઇએ તમા કે તથા રાખતો નથી. તો શું તને પેદા કરનાર—તારૂં રક્ષણ કરનાર—અને તારો વાલી જે પરવરદિગાર, તે કાંઈ અજાણ હજામથીએ ઉતરતો છે, કે હજામ જેટલો પણ ભરોંસો તે દાદગર ઉપર તું રાખતો નથી?

હે સખી! અજાણ્યા સોની આગળ કાન વિંધાવા જાય છે. તેની ઉપર તારો વિશ્વાસ છે, કે ચોકડાં અને એરીંગ પહેરવાની ભવિષ્યની ખુશાલીમાં તું શરીરનો નાજુક ભાગ હથિયાર ધરાવનારા બેગાના પુરૂષ હજુર રજુ કરવાને ડરતી નથી. નાકમાં નથ પહેરવાની ખુશાલીમાં આંખ આગળ શસ્ત્ર પકડેલા એક અજાણ્યા મરદ ઉપર તારો જ્યારે વિશ્વાસ છે. ત્યારે કાં નહીં પરમ કૃપાળુ ઉપર તમારો ઇતબાર રહેવો જોઇએ? કે જે કાંઈ દુઃખ અને વિપત્તિ આપણા ઉપર પડતી જણાય છે, તે સર્વ તે સાહેબના હુકમથી પડે છે અને તે જે કાંઈ કરે છે તે આપણ તેના બંદાઓએ વિશ્વાસથી ખમવું જોઈએ કે નહીં? ખુદા જે કરે છે તે સારાને જ માટે કરે છે. માટે હે સજ્જનો! ખુદા ઉપર વિશ્વાસ રાખો.

યાદ રાખજો કે "દુઃખ વિના સુખ મળતું નથી, અને કષ્ટ વિના ફળ જડતું નથી." પ્રકાશને જોવા સારૂ પ્રથમ અંધકારનો અનુભવ થવો જ જોઈએ. "ગમ રહા જબ તક કે દમમે દમ રહા, દિલકે જાનેકા નેહાયત ગમ રહા." જ્યાં સુધી તું જીવશે ત્યાં સુધી સુખ અને દુઃખની ઉથલપાથલ તો તારે જોયાં

જ કરવાની છે. ત્યારે માત્ર એક દુઃખ આવી પડયું એટલામાં ગભરાઈ ગયાથી વળવાનું કાંઈ નથી. વચમાં વચમાં સુખનો પાહરો આવ્યા પછી પાછું ને પાછું નવી નવી જાતનું દુઃખ તો આવવાનું જ. પણ હે અધીરા! અકળાઈ જતો નહીં. એક દુઃખ પછાડી જ તારાં આંસુ ખરચી ના નાંખ! એક જ આપદા પાછળ તારી દેહ લથડાવી નહીં મેલ! હજુ તો કયાં? એ તો એકડે એકથી ગણાય છે. માટે સાવધ રહે! તારા જેવા દુઃખી ઘણા છે. જેનું તને દુઃખ છે તેનું બીજાને સુખ છે. નીરો જેવો બાદશાહ પોતાની માવતરનું ખુન કરવામાં પોતાને મનથી સુખ માની ગયો, અને તું તો તારી માતાના મરણનું દુઃખ માને છે. ઑરેસ્ટીસે ખુશીથી પોતાની માને મારી નાંખી, જ્યારે ખુદાએ તારી માને મારી નાંખી તેથી તું દુઃખી છે. આલ્કમયોને પોતાની જનેતાનો પ્રાણ લીધો, અને સુખી થયલો પોતાને માન્યો, ત્યારે તું તો તારી માના કુદરતી મોતથી મુંઝાય છે.

જે લીલી સુકી પીથેગોરાસ, પ્લેટો, અને સૉક્રેટીસ જેવા ડાહ્યા પુરૂષો ઉપર પડી છે, તેટલી વેદના તો હજી તારા ઉપર પડી નથી; માટે ઈશ્વરનો તું આભાર માન. અરે ભાઈ! વિચાર કર, કે ખુદાતાલાના જ પ્યારમાં અને તેની જ શોધમાં ગુલતાન બની ગયેલા ઈશ્વરશોધકો એપીકટેટસ, માર્કસ ઑરેલિસ, સેનેકા દુનિયાનું હરેક દુઃખ ખમીને પરવાર્યા તોએ અનુભવ મેળવવા દુઃખની ને દુઃખની જ ખાયેશ કરી ગયા! તો હે રંજીદા થયેલા મિત્ર! તારા બાપ ગુજરી ગયા તેટલામાં તું હેબતાઈ શાનો જાય છે? હિમ્મત રાખ; તારા કરતાં વધારે દુઃખીઓ, સો અને હજાર ગણા દુઃખીઓ રકમબંધ દુઃખો ખમ્યાં જાય છે, અને એક વરાળ પણ બહાર કાઢતા નથી.

તુલસીદાસ કહી ગયા છે, કે—

તુલશી સુખપેં શીલ પડો, હરિ હૃદયસે જાય;
બલિહારી હય દુઃખકી, કે પળ પળ રામ કહાય.

કહે છે, કે સુખની ઉપર તો શીલ જ પડજો, કાંકે સુખને લીધે પરમેશ્વરની બિલકુલ યાદ આવતી નથી. પણ બલિહારી તો દુઃખની જ છે, કે ઘડી ઘડી પરવરદિગારની યાદ થતી જ રહે છે. કબીરની મા હમ્મેશાં ભગવાન પાસે એ જ માગતી, કે "હે ભગવાન! મારા કબીરાને દુઃખના સોટાથી ચમકાવતો જ રહેજે!"

કબીરના ઉપર પૂછી પૂછીને દુઃખો પડ્યાં, પરંતુ તેને પરમાત્માનો પરમ ભક્ત થયલો જોઈ કબીરની બાયડી સાસુના કરતાં આગળ વધીને એ જ વ્રત માગતી, કે "હે પ્રભુ! આકાશ ઉપરથી ઉતરી આવનારી દરેક આફત, દુઃખ અને પીડાને તું કહી દેજે, કે તે પહેલા કમાલનું ઘર પૂછતાં જાય!"

એમ ના કર! ઓ ભાઈ! આંખપાણી કરતાં કરતાં આંસુઓનો દરિઆવ કાં નહીં થાય, પણ જે દુઃખ તારા ઉપર પડ્યું, તે નહી પડ્યું થવાનું નથી. ખુદાની આગળ શુકરાના કરી એટલું જ માગ, કે એથી વધારે દુઃખ તારા ઉપર ન આવી પડે! ઘણા શ્રીમંતો પૈસે ટકે, તનદુરસ્તી અને મોજમજાહથી સુખી દેખાય છે, તેવાઓને પેટે ફરઝંદ ન હોવાનું ભિતરનું દુઃખ એવું હોય છે, કે તેઓ જગતમાં સર્વથી દુઃખી પોતાને જ માને છે, વાંઝિયાપણાના દુઃખથી પીડાતાં મિત્રો અને સખીઓ! જરમેનીકસને પૂછીને જ વંધ્યત્વનું દુઃખ માનજો.

તમારી માફક જ દોલતથી દિવાનો બનેલો જરમેનીકસ અને તેની સુખીયારી ઠકરાણી એગ્રીપ્પીના પોતાના દોસ્તો અને સહીસાત્રીણીઓ આગળ હમ્મેશાં દુઃખો રડતાં, કે ગમે એવાં બધાં સુખો છે, પરંતુ ફરઝંદ વગર તેઓ જેવાં દુઃખી છે, તેવું કોઈ પણ દુઃખી જગતમાં નહીં હશે. તેઓ ગાંડાઘેલા એક પણ બેટા કે બેટીની આકાંક્ષા કર્યાં કરતાં હતાં. પરંતુ ઈશ્વરના અચળ નિયમની બરકતથી એ ધણીધણીઆણીની માગી મુરાદ જ્યારે બર આવી, ત્યારે એકેક ઉપર છ છોકરાં તેમને પેટે પેદા પડ્યાં. જરમેનીકસ સર્વથી બહાદુર અને જયવંત જોદ્ધો હતો. તે પોતાના કાળમાં સર્વથી ડાહ્યો, સર્વોત્તમ નેકી-વાળો, અને સંત પુરૂષ હતો. તેની સ્ત્રી એગ્રીપ્પીના પતિવ્રતા, શીલ સાચવનારી, નીમકહલાલ, સખીવજુદ, મોટા દિલની, એક નમુનેદાર રોમન સીતા હતી. અને! તે છ છૈયાંમાં એકે પાધરૂં નહીં? કાયુઅસ સીઝર અને તેની બહેન નાની એગ્રીપ્પીના કુછંદી અને દુરાચારવાળાં નફ્ફટ નિવડ્યાં! વડા દીકરાઓ નીરો અને દ્રુસસ રૈયતના શત્રુ નિવડ્યા! એકને કતલ કરવામાં આવ્યો, અને બીજાને કેદખાને સબડવું પડયું. કેલીગ્યુલા નામના છોકરાને અનીતિ અને કુકર્મ કરવા માટે ટૈબરીઅસે જન્મ સુધીનો કેદમાં પૂર્યો! ત્યારે ને ત્યારે જ પેલાં ધણીધણીઆણી જારજાર રૂદન કરવા લાગ્યાં, કે વાંઝીયાં રહ્યાં હોત, તો પૃથ્વિમાં તેઓના જેવાં સુખી કોઈ નહીં હોત. હાલ તો તેઓનાં જેવાં દુઃખી કોઈ નહીં હશે!

હે રંજીદા થયલા બિરાદર! તું સુખ માગે છે, તે તને લાંબે વખતે જ્યારે મળશે ત્યારે તેની અર્ધી અસરની કસર તો હરિલાલ શાહુકાર કાપી લઇને જ આપશે; અગર વટાવ એવો

કાપી લેશે, કે જે કરજ તું કાઢવા માગે છે, તે નહીં જ કઢાવ્યું હોત તો સારૂં થાત, એમ જ તારે કહેવું પડશે. આ એક મહાન પુરૂષનું વચન વિચારવા જેવું છે. "જેમ દુઃખ ઓછું કરવા હું અધીરો થવા લાગ્યો હતો, તેમ તેમ તે મને ચોમેર ફેલાયલું જ જણાયાં કર્યું છે.

"કસરા નબીનમ રોઝે ગમ જુઝ સાયે દર પેહેલુએ ખુદ,
આં હમચુ બીનમ સુએ ઊ ગરદાંનદ અઝ મન રૂએ ખુદ."

"દુઃખને સમયે મારા પોતાના પડછાયા શિવાય મારી બાજુએ ઉભો રહેલો હું તો કોઇને પણ જોતો નથી. અને વળી જ્યારે મારા તે પડછાયા તરફ ફરીને જોવા જાઉં છું, ત્યારે તે પડછાયો પણ મારી આગળથી પોતાનો મુખડો ફેરવી દે છે!"

વ્હાલા વાચક! તું દેહથી દુઃખી હોય તો હજારો અપંગોના દાખલા આખો દહાડો ગણ્યાં જ કરજે! પ્રખ્યાત કલમબાજ ડૉ. જૉનસન કરતાં તો તું અધિક દુઃખી નહીં હશે? બાળવયથી જ બાપડાએ શારીરિક ઊંઊં–આંઆં કરી કરી જન્મ કાઢયો, તોએ તેણે દુઃખને દુઃખ નોહોતું ગણ્યું. તે તો ઉલટો આમ કહેતો, કે "a man's being in a good or bad humour very much depends upon his will.' માણસે સારા અથવા ખરાબ મિજાજમાં હોવું એ ઘણે ભાગે તેની ઈચ્છા પર આધાર રાખે છે." કહેવત છે, કે "દુઃખના દહાડા ત્રણ. દુઃખનું ઓસડ દહાડા." દુઃખીયારા! તું માત્ર ૩ દહાડા જ દુઃખ ખમ! જો તેં પહેલા ૩ દહાડા ગણગોઆરીમાં કાઢયા, તો પાછળ આવતા ૩ મહિના તને દુઃખ ઓછું લાગશે; અને ૩ મહિનાનું દુઃખવિસરામણ તને ૩ વરસ સુધી કાંઇએ ઝુરાપામાં નાંખશે નહીં. કાળી રાત પછી ચંદ્રમા પોતાનો મુખડો ત્રીજે

દહાડે બતાવ્યા વિના રહેતો નથી. માટે તારા ઉપર કાળું વાદળ ચઢી આવ્યું હશે, તો ૩ દહાડા પછી તને રાહત થશે જ. ૩ દહાડામાં દર્દીને ઔષધની અસર થતી નથી, ત્યારે વૈદ પોતાની દવા બદલે છે. તું દુઃખીને ૩ દહાડામાં શાન્તિ નહીં થશે, તો મોટો ભગવાન વૈદ જરૂર કાંઈ રાહતનો ઈલાજ બતાવશે જ. જીવવું અને મરવું, માન કિવા અપમાન, દુઃખ કે સુખ, એ સર્વ ચીજો જેમ સારા માણસની સરજતમાં છે, તેમ નઠારાં માણસની સરજતમાં પણ છે. પાપી અને પુણ્યવાન સર્વને દુઃખ ને સુખના દહાડા જોવાની સરજત છે.

હીપ્પોક્રેટસ અને ધન્વંતરી, લુકમાન અને અફ્લાતુન હજારો લોકોનાં દુઃખદરદો સાજાં કરનારાઓ હતા, તેઓ પણ દુઃખ દેખીને આખરે તો મુવા. ખાલ્દીઅન લોકો જોષ જોવામાં સર્વોત્તમ હતા, તેઓ જેવા ખરેખરૂં પારખનારા જોષીઓ બીજા નોહોતા કહેવાતા, તેઓ પણ દુઃખ પામીને જ મરી ગયા.

એલેકઝાંડર, પૉમ્પી, અને સીઝર લાખો લોકોને દુઃખ દેનારા અને હજારોના પ્રાણ લેનારા હતા, તેઓ પણ ખાટલો વેઠીને મરી ગયા.

---

ઘણા વખતથી અધીર બનેલા વાંચકોને

ખુશ ખબર.

સંખ્યાબંધ ચિત્રો સહિત. અવશ્ય વાંચો.

# પ્રમાદધનની પ્રભુતા.

અથવા

# સરસ્વતીચંદ્રનો ઉપસંહાર

(સચિત્ર બીજી આવૃત્તિ.)

મૂલ્ય રૂ. ૪-૮-૦ વી. પી. પોસ્ટેજ જૂદું.

'સરસ્વતીચંદ્ર'ની વાર્ત્તામાં અપૂર્ણ રહેલાં હરેક પાત્રો આ વાર્ત્તામાં પૂનઃ દેખાય છે. વિનોદની કુસુમનો ગૃહસંસાર જોવો હોય, પ્રમાદધનની મતિગતિનું પરિવર્તન જોવું હોય, વ્યાપારમાંજ લક્ષ્મી વસે છે એ સૂત્રનો સાક્ષાત્કાર કરવો હોય, સરસ્વતીચંદ્રના સ્વદેશાનુરાગનો પરિચય પ્રાપ્ત કરવો હોય, કુમુદની પતિભક્તિનો પ્રભાવ જોવો હોય આ નવલકથાના આજેજ ગ્રાહક થાઓ. સંખ્યાબંધ ગ્રાહકોની ઉપરા ઉપરી થતી માગણીને સંતોષવા માટે બહોળા ખરચે અમે આ બીજી આવૃત્તિ છપાવવાનું સાહસ ઉઠાવ્યું છે, અને આ આવૃત્તિને નયનરંજક કરવા એમાં ખાસ ફોટોગ્રાફિક સુંદર ચિત્રો મૂકવામાં આવ્યાં છે. આ નવલકથાને વર્તમાન પત્રોએ તથા વાંચકોએ એકકે અવાજે વખાણેલી હોવાથી એની પ્રશંસા કરવાની જરૂર રહેતી નથી.

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની-મુંબઇ.

—:o:—

Printed by C. S. Deole, at the Bombay Vaibhav Press, Servants of India Society's Building, Sandhurst Road, Girgaon, Bombay.

Published by N. M. Tripathi, Manager, N. M. Tripathi & Co. Book-Sellers and Publishers, Kalbadevi Road, Bombay.